# પવિત્ર માંથ્રવાણી

યાને

## દીનનો કલામ અથવા ખરી બંદગી.

કર્તા—પાહલનજી બરજોરજી દેશાઈ.

# સરોશ અને મેહર

તેમનાં નામો અને કામો સંબંધી નવા
ખુલાસાવાર અર્થો અને ટીકા રૂપી
નવી સમજણ.

મી૦ ધનજીશાહ મે૦ મેહતા કૃત
"Discourses on Iranian Literature" મહેનાં
"સરોશ" અને "મેહર" બાબેનાં બે ભાષણોનો
ગુજરાતી તરજુમો.

તરજુમો કરનાર:—પા. બ. દેશાઈ.

# રાહનુમાએ માઝદયસ્નાન સભા તરફનાં જરતોશ્તી ધર્મ પુસ્તકો

A Brief Sketch of the Zoroastrian Religion and



૨ યજ઼્દાંની યાદ—,, ,, ,, ,,

૩ મુક્તાદના તેહવારો, તે કેમ ગુજારવા ,, ,,

૪ ૧૯ મી સદીમાં હિંદુસ્તાનમાં થઈ ગયલાં નામીચા નરનારીઓની યાદ—મર્હુમ બહમનજી બેહરામજી પટેલ.

૫ જરતોશ્ત-આપણી જીંદગી—ડૉ૦ દસ્તુર માણેકજી નસરવાનજી ધાલા, પીએચ. ડી.

૬ દાદાર હોરમજ઼્દની બે શક્તિઓ—સપેનામિનો અને ગનામિનો મર્હુમ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામા.

૭ બાબીલોનિયન લેખોને લગતી છેલ્લીલે સદીમાં થયલી શોધ-
ખોલો, અને તે ઉપરથી જરતોશ્તી મજહબનાં પુરાતનપણાં
વિષે મળતી શાહદતો—શેઠ મેહેરજીભાઈ નશરવાનજી
કુકા, એમ.એ.

૮ ઉશ્તવઈતી ગાથા—શેઠ બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆ.

આ ૮ ભાષણોનું ૧૫૦) પાનાનું પુસ્તક ... ... ... ૦-૧૨-૦

વી૦ પી૦ પોસ્ટેજ વધુ.

પુસ્તક મલવાનું ઠેકાણું:—

**મેશર્સ—જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,**

પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઈ.



# પવિત્ર માંથ્રવાણી

યાને

## દીનનો કલામ અથવા ખરી બંદગી.



(“માંથ્ર”–“માંથ્ર સ્પેંત”–“માંથ્ર વ.ચ.”)



કર્તા—

પાહલનજી બરજોરજી દેશાઈ.

—

૧૯૩૧.

**પ્રગટ કરનાર:**

રાહનુમાએ માજ્દયસ્નાન સભાની વતી
મીસ શીરીન કેખશરૂ કાબરાજી ઑ૦ સેક્રેટરી.
ઠેકાણું:-હીલરોડ, **વાંદરા.**



**છાપનાર:**

હોરાંગ તેહમુરસ અંકલેસરીઆ,
ધી ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ,
નં૦ ૧, પારસી બજાર સ્ટ્રીટ, કોટ, **મુંબઈ.**

# કર્ત્તા તરફના બે બોલ.

રાહનુમાએ માજદયસ્નાન સભા તરફથી અવસ્તાવાણી મધેના સંખ્યાબંધ વિષયો ઉપર લેખો લખાયા છે, ભાષણો અપાયાં છે અને પુસ્તકો રચાયાં છે, પણ "માંથ્રવાણી" બાબે તેવો કોઇ લેખ કે ભાષણ નથી. જરતોસ્તીઓને એ "વાણી" માટે બહુ માન છે, પણ આખાં અવસ્તાઇ ભણતર મધેનાં કયાને એ નામ લાયક છે તે બતાવવાની કોઇપણ તરફથી કોશેશ થયલી હું જાણતો નથી. તેમ હોવાથી આ વિષય હાથ ધરવાની મેં બીતાં બીતાં હિમ્મત કીધી છે, કારણ કે વિષય સેહલો નથી. તે મુશ્કેલ છે, સબબ કે જ્યાં સઘળુંજ ભણતર લાંબા વખ્તથી માનપૂર્વક મનાતું, ગણાતું અને ભણાતું આવ્યું હોય તેમાંથી ખરાં પવિત્ર દાખલ અમૂક ભાગને જુદો પાડી બતાવવો અશકય થઇ પડે. છતાં તેમ કરવાની અદના કોશેશ આ નિબંધમાં કરવામાં આવી છે.

માંથ્ર-આબાદી કરનારા માંથ્ર-અને પવિત્ર માંથ્રવાણી; એવા ત્રણ વિભાગોમાં આ નિબંધ વેંહચાયો છે. પયગમ્બર અશો જરતોસ્તની ગાથાવાણીમાં માંથ્રના કશા વર્ગો પાડેલા જણાતા નથી; ત્યાંતો એકજ **"માંથ્ર"** લોગતથી અમૂક પવિત્ર કલામોને તેમની ઓળખ આપ્યા વિના યાદ કરવામાં આવ્યા છે. તે પરથી એટલું જણાઇ આવે છે કે આ "માંથ્ર" બીજાં ભણતરથી જુદા છે; યાને આખું ભણતર કાંઇ માંથ્ર નથી, પણ માંથ્ર તમામ અથવા પયગમ્બર સાહેબના જમાનામાં જાણીતાં હોય તેવાં સઘળાં ભણતરો મધેનો એક ભાગ છે. એમ કહી શકાય કે તમામ ભણતરોનો જે અર્ક તે "માંથ્ર" છે. આમ જો લઇયે તો બાકીનાં ભણતર સાધારણ રીતે પવિત્ર હોય, પણ "માંથ્ર" ન હોય.

એ રીતે આ બે માંથ્ર અને ભણતર જુદાં પડે છે; ત્યારે માંથ્ર-પવિત્ર માંથ્ર અથવા માંથ્રવાણી તે કઇ હોઇ શકે તે દેખાડવાની અદના કોશેશ આ સફાઓમાં કીધેલી જોવામાં આવશે. જો કે અહીં

માંથ્ર, માંથ્ર સ્પેંત અને માંથ્રવાણીને એકેકથી જુદાં પાડીને વિસ્તારથી સમજાવવામાં આવ્યાં છે, તોપણ છેવટ તો એજ આવે છે કે એ સઘળા એકજ મતલબના જુદા જુદા શબ્દો, લોગતો અથવા નામો છે, યાને માંથ્ર તેજ માંથ્ર સ્પેંત અને વળી તેજ માંથ્રવાણી છે, અને એ લોગતો તમામ ભણુતરો મધેના અમૂક ભાગોનેજ લાગુ પાડી શકાય-બીજા ભાગોને નહિ; કારણ કે તે ભાગો ભણુતર છે, પવિત્ર ભણુતર છે, પણ માંથ્રવાણીનાં ભણુતર નથી.

પા૦ બ૦ દેશાઇ.



# અર્પણ પત્રિકા.

રાહનુમાએ માજદયસ્નાન સભાના નામદાર સરનશીન સાહેબ,
તથા તેની કારોબાર મંડળીના માનવંત અધિકારીઓ
જોગ—મુંબઇ.

**મેહરબાન સાહેબો,**

આપણી પુરાણી સુપ્રસિદ્ધ સભાના ઑનરરિ સેક્રેટરિ દાખલના મારા લાંબા સંબંધની કદરશનાસી જે ઉદાર દિલથી આ સભા તરફથી કરવામાં આવી છે તે માટે ખરાં દિલથી ઉપકાર માનું છું અને એ માનવંત સભાની લાંબી કીમતી જિંદગી ઇચ્છું છું.

એજ વેળાએ, આપણી પારસી કોમની ખરી રાહનુમાઇ કરનારાં આ ખાતાં સાથનો મારો સંબંધ દિલગીરી સાથ છોડ્યા પછી તેની નજીવી યાદમાં મારો રચેલો એક નિબંધ આજે સભાને ચરણે ધરતાં મને ઘણી ખુશહાલી ઉપજે છે. પોતાની ૭૬ વર્ષની માન ભરેલી બુજર્ગીદાર ઉમર દરમિયાન સભાએ કોમની બજાવેલી કીમતી સેવાઓમાં જરતોશતીઓની રાસ્ત રાહનુમાઇ કરવા માટે સભાએ ઘણું કીધું છે. તે નાં તેવાં કીમતી કામોમાં એક અતિ અદના વધારા દાખલ આ મારો નિબંધ સભાને મોટાં માન સાથ અર્પણ કરવાની પરવાનગી માગું છું, અને તેનો સ્વીકાર ઉદાર મનથી કરશો એવી ઉમેદ ચાહું છું.

હું-સભાનો ૧૮૯૬ થી ૧૯૨૦ સુધીનો ઑનરરિ સેક્રેટરિ-અને
આપ સાહેબોનો નમનતાઇ ભરેલો સેવક,

**પાહલનજી બરજોરજી દેશાઇ.**

મુંબઇ, તા૦ ૨૧ માર્ચ ૧૯૨૭.

# સાંકળિયું.

—:o:—

## માંથ્ર—માંથ્ર સ્પેંત—માંથ્રવાણી.





# માંથ્ર-માંથ્ર સ્પેંત-માંથ્રવાણી.



## માંથ્ર

અવસ્તા વાણીમાં એક ભેદ ભરેલો શબ્દ વપરાય છે તે 'માંથ્ર' ને નામે ઓળખાય છે. **માંથ્ર-માંથ્ર** માંથ્ર. એ શબ્દની **સ્પેંત – માંથ્રવાણી – માંથ્ર**-જબાન – ભેદ અર્થાવળિ. ભરેલાં **માંથ્ર**-એવા અનેક નામે આ શબ્દ આપણી જાણમાં આવેલો છે. **મારેસ્પંદ** નામના મીનો ઇજદનું નામ, અથવા આપણા ત્રીશ રોજોમાંના ૨૯ મા રોજનું **મારેસ્પંદ** નામ, એ અસલ અવસ્તાઇ લોગત **માંથ્રસ્પેંત**નું પાછળથી ફેરવાયલું નામ છે.

આ 'માંથ્ર' સાથ માંઝ્દ્ર (નામ), 'હુ માંઝ્દ્ર,' (વિશેષણ), 'માંઝ્દ્રા વંધુ' (વીશેષ નામ), એવા અનેક શબ્દોને સંબંધ હોય એમ જણાય છે, કારણ કે 'માંથ્ર' ને મળતોજ 'માંઝ્દ્ર' બોલ જણાય છે. એ બંને અવસ્તાઇ ભણતરોમાં અનેક ઠેકાણે વપરાયલા છે, અને તેમનો અર્થ લગભગ એકસરખો જોવામાં આવે છે. જેમ કે—

**માંથ્ર** (સં. મંત્ર), ધાતુ-મન્, અર્થ-જરતોશ્તી ધર્મનો છુપો ભેદ; ગુપ્ત વિચાર; ધર્મનું પવિત્ર લખાણ; બંદગી. Secret mysteries of the Zoroastrian religion ; Divine Commandments ; earnest prayers ; revealed texts.

એની મુકાબેલ—

**માંઝ્દ્ર**—( એનું અસલ રૂપ મન્+જ્+થ્ર=મંજથ્ર ); ધાતુ-મન્ ( વિચારવું); અર્થ-માંથ્ર યાને જરતોશ્તી ધર્મનો છુપો ભેદ; ગુપ્ત વિચાર; બંદગી. Secret mysteries of the

Zoroastrian religion; deep contemplations; earnest prayers; the Mantra.

આ અર્થો ઉપરથી જણાશે કે 'માંથ્ર' અને 'માંજ્દ્ર' એ બંને એકસરખા અર્થના અને લગભગ એકસરખા ઉચ્ચારના શબ્દો છે. આ બેમાં 'માંથ્ર' બોલ ઘણોજ સાધારણ છે, કે જે ઉપરથી અનેક શબ્દો બનેલા છે. જેમ કે—

**માંથ્રન્**: યાને માંથ્રના અથવા અવસ્તાવાણીના કલામો ભણનાર. The reciter of the *mānthras*; the revealer of the Holy Word.

**માંથ્રવન્**: માંથ્રવાણી; દીનનો કલામ; દીનનું ફરમાન. The Holy Word; a religious mandate.

**માંથવાક**: એ નામનો એક નામાંકિત પુરૂષ; માંથ્ર જાહેર કરનાર. One who proclaims the Mānthra.

**માંથ્રો-અંઘન્**: માંથ્રવાણીનો કલામ શીખવાને લાયક થતો. Worthy of being initiated into the secret mysteries of the Holy Word.

**માંથ્રોપૅર્સ**: માંથ્ર શીખતો; દીનના કલામનો અભ્યાસ કરતો. Learning the Mānthra; studying the sacred texts.

**માંથ્રો-બયષજ**: માંથ્રના કલામો ભણીને સાજું કરનાર (અસલ અર્થ); પાક અવસ્તાના ચોક્કસ કલામો ભણીને મનને શાંતિ બક્ષનાર તથા દિલને આરામ આપનાર. One who restores a person to health by means of Mānthra-spenta (lit.); one who gives peace of mind and ease of heart to a person by reciting the Holy Texts.

**માંથ્ર-સ્પેંત**: આબાદી કરનાર (અથવા પવિત્ર) માંથ્રવાણી; દીનનો કાયદો; **The Holy Word; the revealed law of Ahura Mazda.**

**માંથ્રો-હિત**: માંથ્રવાણીથી બંધાયલું; દીનના કલામને તાબે-વશ-થયલું. Mānthra-bound (body); subdued to the Holy Word.

**માંથ્વ**: વિચાર; મનશ્ની. Thought; intention.

**તનુ-માંથ્ર**: તનને માંથ્ર (દીન)ના હુકમના તાબામાં રાખનાર (અસલ અર્થ); માંથ્રનાં તનવાળો; જેનું તન માંથ્ર-વાણીથી ભરપુર એવો. Subjecting one's body to Mānthra the Holy Word (lit.); incarnated with the Holy Word.

**ફ્શુષો-માંથ્ર**: આબાદી આપનાર માંથ્ર (અસલ અર્થ); ઇજશ્નેના ૫૮ મા હાનું નામ. A prayer for prosperity.

**હુધ-માંથ્ર**: માંથ્રવાળો; માંથ્રવાણી બનાવનાર (=જરતોશ્ત). [જરથુશ્ત્રેમ્ હુધમાંથ્રેમ્ યજમઇદે=માંથ્રવાણીના બનાવનાર પયગમ્બર જરતોશ્તને વખાણિયે છિયે.]

માંથ્ર શું છે.

માંથ્ર શબ્દની આ સઘળી અર્થાવળી[1] ઉપરથી એક સરખો સાર એવો નિકળે છે કે—'માંથ્ર' તે કોઇ પવિત્ર ભણતર છે; કોઇ છુપો ભેદ ધરાવનાર પવિત્ર વાણી છે; આબાદી સાથ તાલુકો ધરાવનાર તે ઉત્તમ કલામ છે; ધર્મનું તે પવિત્ર લખાણ છે; તે કોઇ નામીચી બંદગી છે; તે દીનનો કલામ અથવા દીનનો કલ્મો અથવા દીનનું ફરમાન અથવા દીનનો કાયદો છે; અને એટલે એવી સૂચના થાય છે કે આ કલામ એટલો પવિત્ર છે કે તે પવિત્રાઇથી ભણવામાં આવે છે તો તેથી મનને શાંતિ મળે છે અને દિલને આરામ થાય છે અને નેકી, અષોઇ, આબાદીની વૃદ્ધિ થાય છે.

આ સઘળી અર્થાવળી પછી અવસ્તાવાણીમાં સર્વેથી પવિત્ર જે ગાથાવાણી છે તેમાંથી માંથ્ર વિષે કેવા ઇશારા અથવા

---

૧. આ અર્થાવળિ મર્હૂમ એરવદ કાવસજી એદલજી કાંગાની Avesta Dictionary માંથી ઉતારેલી છે.

કેવી સમજણ મળે છે તે આપણે સૌથી પેહલાં જાણવું જોઇએ.

તપાસ કરતાં જણાય છે કે ઇજશ્નેના ૭૨ હા મધેના ૧૭ હા કે જે પયગમ્બર સાહેબ અશો જરતોશતની ગાથાવાણીમાંથી તેમાં દાખલ કીધેલા છે, તેમાંના અનેક હામાં 'માંથ્ર' ને યાદ કીધાં છે અને તેમની સિફત કહી છે. તે બાબેના ઇશારા આ મુજબના છે:—

હોનવદ ગાથાનો ૧ લો હા, કે જે ઇજશ્નેનો ૨૮ મો હા છે, તેમાં જરતોશત ૧ લા થી ૪ થા ફકરામાં માંથ્ર બાબે કશું બોલતો જણાતો નથી તોપણ ૫ મા ફકરામાં તે સાહેબ પોતાના ખુદા અહુરમજદને સંબોધીને માંગે છે કે—

(૫) "આ તારા માંથ્રની મારફતે (હમારી) જબાન-(ની ફસાહત)થી પુરતી રીતે દુષ્ટ માણસોને અમો ઇમાન આપી શકિયે છિયે.

હવે આ ફકરામાં "આ" વિશેષણ કયાં માંથ્રને માટે વપરાયો છે? એવો વેહમ જાય છે કે આ પાંચમાં ફકરો આગમજ કોઇ બીજો ફકરો એવો આવી જવો જોઇએ કે જેને 'માંથ્ર' સાથ સંબંધ હોય. એ આગમજના ૩ જા ફકરામાં જરતોશત બોલે છે કે —

"જેની પૂર્વે બીજો કોઇ નહિ એવા (તું) હોરમજદને તથા અય અષ (રાસ્તી) તથા વોહુમનો (ભલું મન)! તમોને હું કીર્ત્તિનાં ગાયનો ગાઉં, કે જે ગાયનોથી આબાદી આપનારી સંપૂર્ણ મનશ્ની તથા હમેશની દોલત (બહેશ્તનું સુખ) (મળે છે.)"

અહીં હોરમજદની કીર્ત્તિનાં ગાયનોને આબાદી સાથ સંબંધ જણાય છે, માટે આ ગાયનો તે પાંચમા ફકરાવાળા "આ માંથ્ર" શબ્દો માટેનો ઇશારો હોઇ શકે.

એ પછીના ૪ થા ફકરામાં જરતોશત કહે છે કે—

(૪) "હોરમજદને પસંદ પડતાં કામો કીધાથી જે ઉત્તમ ફાયદા હાંસલ થાય છે તે જાણીને સાચાં

મનની મારફતે મારાં રવાનને ગરોથમાન બહેશ્ત તરફ હું લઇ જાઉં."

અહીં જે ઉત્તમ ફાયદા બાબે ઇશારો છે તેમને માંથ્રનાં વચનો સાથ સંબંધ હોય એમ લાગે છે; અને આ ૪ થા પછી ઉપર ટાંકેલો ૫ મો ફકરો આવે છે જેમાં 'માંથ્ર' શબ્દ આ વિશેષણ સાથ ગાથાવાણીમાં પેહલીજ વાર વપરાયલો જણાય છે, અને તે ઉપરથી એક અગત્યની વાત આ સિદ્ધ થાય છે કે આ પવિત્ર માંથ્રનાં વચનો એકલા જરતોશ્તીઓને માટેનાંજ નથી, એટલે હોરમજ્દને માનનારા લોકો માટેનાં જ નથી, પણ તે દુષ્ટ માણસોને માટેનાં પણ છે, કે જે વડે તેમને ઇમાન યાને અહુરમજ્દની પરસ્તેશના સબકો આપી શકાય છે: એટલે કે તેવા માણસોને જરતોશ્તી તરીકા ઉપર લાવી શકાય છે. આજે તે તરીકો તદ્દન ભૂલી જવામાં આવ્યો છે.

આ પછી ૬ ઠા ફકરામાં જરતોશ્તના શાગેર્દો હોરમજ્દને સંબોધીને સંતોષ તથા હર્ષ બતાવે છે કે—

(૬) "અય હોરમજ્દ! સાચા સખુનો [યાને માંથ્ર]ને લીધે જરતોશ્તને તથા હમો (તેના શાગેર્દો)ને ખચીત મોટી ખુશાલી (ઉપજે છે), કે જે (રાસ્ત કલામોની બરકત)થી દુષ્ટ માણસોની ખરાબીઓને હમો તોડીએ."

સાતમા ફકરામાં પેગમ્બર સાહેબ 'માંથ્ર' શબ્દ વાપરીને માંગે છે કે—

(૭) "ઓ મહાજ્ઞાની તથા હકુમત કરનાર (સાહેબ)! તું મેહરબાન થા, જેથી તારા કીમતી (અને) સુખ આપનારા માંથ્ર હમો સાંભળીએ."

આગળ ચાલતાં ૧૦ મા ફકરામાં આ સખુનો છે:—

"(ઓ હોરમજ્દ!) મેં જાણ્યું છે કે તારા પસંદ પડતા (ફત્તેહમંદ) કલામો એજમતથી ભરપુર છે."

૧૧ મા ફકરામાં ૧૦ માનું અનુસંધાન છે. જેમ કે—

"એ (કલામોની મદદ)થી રાસ્તીને તથા નેક વિચારને મારી જિંદગીના છેડા સુધી હું નેગાહ રાખીશ."

આ પછી ૨૯ મો હા આવે છે, જેના ૭ મા ફકરામાં કહે છે કે—

માંથ્રના કલામોની ખુબી.

"આબાદીના ચાહનાર હોરમજ્દે અશોઇની મારફતે આ માંથ્રવાણી બનાવી; વૃદ્ધિ કરનાર હોરમજ્દે પોતે ખલકતને માટે આબાદી તથા સાચા માણસોને માટે નસીહતના કલામો બનાવ્યા."

અહીં જો લગાર બારીકીથી જોશો તો ગાથાવાણીના લગભગ સઘળા કલામોને માંથ્રવાણીને બદલે મૂકી શકાય, અને તેમનેજ માંથ્રવાણી લેખી શકાય એમ છે, કારણ કે જ્યાં જ્યાં કલામો, અને બંદગીનાં ગાયનો, અને નસીહતના સખુનો, વગેરે લોગતો આવે છે તે સઘળા માંથ્રને માટેનાજ ઇશારા જણાય છે.

આગળ ચાલતાં ૩૧મા હાના ૬ ઠા ફકરામાં જણાવે છે કે—

"જે વિદ્વાન મને ખોલ્લી રીતે સુખાકારી, રાસ્તી તથા અમરપણાના માંથ્ર કેહે તેને સૌથી સારૂં થજો!"

અહીં જોવાનું છે કે માંથ્રવાણીના કલામોમાં સુખાકારી અને રાસ્તી અને અમરપણું કેમ હાંસલ થઇ શકે તેની સમજણ આપવામાં આવેલી હોવી જોઇએ, કે જે બાબેનો આ ઇશારો છે.

આ પછી એજ હાના ૧૮ મા ફકરામાં એક એવો લોગત આવે છે કે જે ખુલ્લું સૂચવે છે કે માંથ્ર જેમ સારાં તેમ માઠાં પણ હોય છે, અને નેક માણસોનાં સારાં તથા દુષ્ટ માણસોનાં બુરાં માંથ્ર હોય છે. આ ફકરાને આધારે કહી શકાય કે ગાથાવાણીનાં અને તેજ ધોરણ ઉપર રચાયલાં બીજાં રૂડાં માંથ્ર તે માંથ્ર સ્પેંત યાને આબાદી કરનારાં માંથ્ર છે, અને

સારા માંથ્ર અને બુરા માંથ્ર.

તેથી ઉલટાં ઇનસાનની અને તેટલા માટે દુનિયાની ખરાબી કરનારાં માંથ્ર છે, કે જેમને પાછળથી અવસ્તાવાણીમાં "અઘ માંથ્ર" ને નામે ઓળખેલાં છે. જરતોશ્તે પોતાની પયગમ્બરી જાહેર કરતી વેળા બલ્ખ પાયતખ્ત ખાતે શાહ ગુશતાસ્પની દરબારમાં અનેક વાઅજો કરીને પોતાના હરીફોને, જુદદીનોને, પરકોમવાલાઓને અને જીજ્ઞાસુઓને ઉત્તમ બોધ વચનો કહેલાં છે, તેઓમાં એક વાર તેણે તે સઘળાઓને એવી નસીહત દીધી હતી કે—

> "તમારામાંનો કોઇબી દુષ્ટ માણસોનાં માંથ્ર તથા તેની શીખામણો સાંભળશો મા; કારણ કે તેવાં ખરાબ માંથ્ર ઘેરને, મોહલ્લાને, શેહરને તથા દેશને સંકટ તથા પિડામાં લાવી નાખે."

માંથ તે હોરમજ્દ તરફના કલામો.

હવે ગાથાવાણી જો કે જરતોશ્તે બનાવેલી મશહુર છે, તોપણ તેનાં વચનો, શીખામણો, ઇત્યાદિ હોરમજ્દ તરફનાં હોય તેમ જરતોશ્ત તેમની માલેકી હોરમજ્દના સ્વાધીનમાં રાખે છે. અને આમ હોવાથીજ કદાચ આપણ કદીમ જમાનાથી એમ માનતા આવ્યા હોઇશું કે માંથ્રવાણીમાં જરતોશ્તે પોતાનો મજહબ સમજાવેલો છે તે તેને હોરમજ્દ તરફથી પ્રથમ સમજાવવામાં આવેલો હતો, અને ખરેખર જરતોશ્તને હોરમજ્દ સાથ અનેકવાર જે કલ્પિત મુલાકાતો થઇ હતી, તે દરમિયાન હોરમજ્દ તરફનો પયગામ તેના કાસદ સરોશ મારફતે જરતોશ્તને મળ્યો હતો એવી જે દંતકથા આપણામાં મોજુદ છે તે પયગામ જે વાણીમાં રચાયો તે માંથ્રવાણી હશે એમ આપણને લાગે છે. જરતોશ્ત ૧૪મા ફકરામાં હોરમજ્દને સંબોધીને કહે છે તેમ માંથ્ર હોરમજ્દના પોતાના છેઃ—

> "શીખામણ આપનારા વડિલોને તેમજ તેઓ ઉપરાંત બીજા તમામ આગેવાનો કે જેઓ તારા માંથ્ર યાદ કરે છે તેઓને તારી દીનનો ફેલાવો કરવાનાં કામ માટે હું ઉત્તેજન આપીશ."

આગળ ચાલતાં ૪૪ હાના ૧૪ મા ફકરામાં પણ **માંથ્રની** મુખ્તિયારી જરતોશ્ત હોરમજદનેજ આપે છે:—

"જુઠાઇને રાસ્તીના હાથમાં હું કેવી રીતે આપું? **તારા કલામોનાં** મંત્રો (યાને ખુબીવાળી, ભેદ-ભરેલી અસરો—mystic charms)થી, અય હોરમ જદ, તે (જુઠાઇ-ઠગાઇ)ને તોડવાને માટે, (તથા) દુષ્ટ માણસોમાં મોટી પાયમાલી કરવાને માટે (તથા) તેઓમાં કાવત્રાં અને દગાબાજી નહિ ફેલાવા દેવા માટે, કેવી રીતે રાસ્તીના હાથમાં ઠગાઇને હું સોંપું?"

એ કલામોથી થતા ફાયદા.

આવા દાખલા અનેક આપી શકાશે, જે ઉપરથી ચોખું સાબેત થાય છે કે ગાથાવાણી મધેના માંથ્રના કલામો હોરમજદના છે, અને તેટલા માટે તેમને ઘણી બુજર્ગી આપેલી છે. ત્યાં તે કલામોને "આફતની વેળાએ પાસબાની કરનારા" ગણ્યા છે; તેમની "બરકતથી દુશ્મનને આજેજ થતો" કહ્યો છે; તેમને તેમની રાસ્તીને લીધે "ઉત્તમ દોલત" ની ઉપમા આપી છે; અને તેમની મદદથી આ દુનિયામાં સુખ અને પેલી દુનિયામાં અમરપણું મળતું જણાવ્યું છે. વળી આ માંથ્રવાણીને માટે જરતોશ્ત પોતાની વાઅજ સાંભળનારાઓને એવી ચેતવણી આપે છે કે—

"આ માંથ્રવાણીને જેમ હું ગણું છું અને જાહેર કરૂં છું તેજ પ્રમાણે તમોમાંના જેઓ અમલ કરશે નહિ, તેઓની જિંદગીનો અંત તેમની પોતાનીજ ખરાબીમાં આવશે." (૪૫-૩)

અહીં ખુદ "**માંથ્રવાણી**" શબ્દ જરતોશ્તે પોતે વાપરેલો લોગત છે. ૫૦ મા હાના ૬ ઠા ફકરામાં "**માંથ્રા વાચેમ**" શબ્દો છે, તેમનો અર્થ "માંથ્રવાણી" થાય છે. ત્યાં જણાવ્યું છે કે—

"જરતોશ્ત, કે જે દાનેશમંદ છે અને જે પોતાની જબાનને

હંમેશ સીધે માર્ગે ચલાવે છે, તે તે માણસનો દોસ્ત છે કે જે, અય હોરમજદ, (પવિત્ર **માંથ્રવાણીને** ખાલેસ દિલથી તથા તવાજોથી (તેના તરફ માન ધરાવીને) ઓચરે છે."

**બે કિસમનાં માંથ્ર.**

ગાથાવાણીમાંથી માંથ્ર બાબેના ફકરાઓ ટાંકવાનું અહીં આપણ બંધ કરીશું, પણ તે આગમજ કબૂલ કરીશું કે ત્યાં "માંથ્ર વાચેમ્" (માંથ્રવાણી) શબ્દ એકજ મરતબે વાપરેલો છે. તેજ વેળા એમ પણ કબૂલ કરીશું કે તમામ ગાથાવાણીમાં "માંથ્ર સ્પેન્ત" યાને "પવિત્ર માંથ્ર" જેવો લોગત તે સાહેબે એક પણ ઠેકાણે વાપર્યો નથી. સાથે સાથે એમ પણ જણાવીશું કે પાછળી અવસ્તાવાણીમાં જણાવેલા "દુષ્ટ લોકોના માંથ્ર" માટેનો "અઘ માંથ્ર" જેવો લોગત નહિ વાપરતાં તે માંથ્રને "દ્રગ્વતો માંથ્રાસ્ચા" (યાને "જુઠા–ઠગારા લોકોનાં માંથ્ર") કહ્યાં છે. પાછળાં પવિત્ર ભણતરોમાં આ બે કિસમનાં માંથ્રનો તફાવત દેખાડવા માટે પેહલાં માંથ્રને "માંથ્ર સ્પેંત" અને બીજાંને "અઘ માંથ્ર" કહ્યાં છે.

**માંથ્ર એટલે ખુદાઇ પરસ્તેશનાં પવિત્ર વચન.**

ગાથામાં જે અસલ બંદગી રૂપી સંવાદો તેમજ ઉંચ પ્રકૃતિનાં વાકયો છે તે આજ સુધી કોઇ દેવદેવીઓનાં કે જાદુ ટોણાનાં મંત્રો તરીકે ગણાયાં નથી, પણ તેઓ એકજ ખુદાની પરસ્તેશની ગાયન રૂપી બંદગી દાખલ ઓળખાતાં આવ્યાં છે. જરતોશ્તની આગમજ પણ માંથ્રનાં વચનો જાણીતાં હતાં, જેમને વેદિક ભણતરોને લગતા મંત્રો સાથ સંબંધ હતો એમ પાછળી અવસ્તાવાણીવાળા ઇજદો અને અમેશાસ્પંદોને લગતાં આપણાં ભણતરો ઉપરથી જણાય છે. પણ જરતોશ્તે તેવાં અમૂક માથ્ર ગમે તેવા પવિત્ર છતાં તેમને પડતાં મેલીને પોતાનાં નવાં માંથ્ર રચ્યાં, કે જે ખુદાઇ **પરસ્તેશને** લગતાં છે.

મંત્ર અને માંથ્ર એકજ શબ્દ છે; ધાતુ મન્ (વિચારવું, મનન કરવું) પણ એકજ અર્થનો એકજ શબ્દ છે; મનમાં વિચારેલા વિચારને વાણી યાને શબ્દમા રજુ કરિયે તે માંથ્ર-મંત્ર છે. પ્રથમ આ મનન કરેલી વાણી ઉંચ પ્રકારની હતી, પણ વખ્ત જવે કદીમ આર્યનું સ્થળ, સ્થિતિ અને સમય બદલાયાં, તેમ માંથ્ર-મંત્રના અર્થમાં પણ ફેર પડયો, તે બદલાયો, અને અસલ જે ઉંચ ભાવનાનો શબ્દ હતો તે સાથે સાથે અમૂક ક્રિયા કે વેહમનો પણ શબ્દ થઇ પડયો. પણ જરતોશ્તે તેજ શબ્દને તેની છેક પુરાણી પ્રથમ ઉંચ મતલબમાં વાપર્યો. ગાથાના જમાના આગમજ અકાદિયન લોકોના ઇરાન ઉપરના તુરાની અમલ અથવા લાગવગ દરમિયાન તે જુદદીન લોકોમાં પ્રચલિત એવાં જાદુઇ મંત્રોનું જોઇને ઇરાનીઓ માંથ્ર વચનનો ઉંચો આદર્શ ભૂલતા ગયા, અને જે પવિત્ર મંત્રો તે તુરાની જાદુ-મંત્ર હોય તેવા અર્થમાં તેમને સમજવા અને સમજાવવા લાગ્યા. અને તેમ થવાને લીધેજ પાછળાં અવસ્તાઇ ભણતરો-માંનાં માંથ્ર જાદુ-મંત્ર જેવાં આપણને લાગી જાય છે. એક ગાથિક શ્લોક, કે જે ઉપર આપણે જોઇ આવ્યા તે ખુલ્લું બતાવે છે કે ખુદ જરતોશ્ત સાહેબના સમયમાં જે ભણતર "માંથ્ર" ગણાતાં અને સમજવામાં આવતાં તે જરતોશ્તે રચેલાં અને સમજાવેલાં માંથ્રથી કેવળ જુદાં હતાં, અને તેમ હોવાથીજ પયગમ્બર પોતાની દીન કબૂલ રાખનારા અને કબૂલ રાખવા ચાહનારાઓને ઉપલો શ્લોક કે જે અહીં હું ફરીથી ટાંકું છું તેમાં ખુલ્લી ચેતવણી આપીને પોતાનાં માંથ્રની સરસાઇ અને પવિત્રાઇ બતાવે છે કે—

"આ માંથ્રવાણી જેવી રીતે હું સમજું છું અને જાહેર કરૂં છું, તેવી રીતે તમારામાંના જેઓ અમલ કરશે નહિ (યાને તેવીજ રીતે સમજશે અને જાહેર કરશે નહિ) તેઓની જિંદગીનો અંત તેમની હલાકીમાં આવશે." (હા ૪૫, ફ૦ ૩)

માંથ્ર તે કાંઇ જાદુઇ "મંત્ર" નહિ.

ઉપલી સઘળી તપાસ આપણને એવા સાર ઉપર આણે છે કે—ગાથાવાણીમાં માંથ્ર શબ્દ વારંવાર વપરાયો છે, જરતોશ્તે તેમજ તેના હમશરીક શાગેર્દોએ તે વારંવાર વાપર્યો છે, અને તેનો અર્થ અવસ્તાઇ "માંથ્ર" અને વેદિક "મંત્ર" જેવોજ લેવામાં આવેલો છે. પણ ગાથાની એક પણ લીટીમાં આ શબ્દને બુરી મતલબને માટે વાપરવામાં આવેલો નથી. આજે વેદિક શબ્દ "મંત્ર"ના અસલ અર્થને પડતો મેળીને કેટલાકો ધંત્ર-મંત્ર અથવા જાદુ કોટલ જેવો પણ લે છે, અને તેવાજ અર્થમાં અથર્વ વેદ જેવાં પુરાણાં ભણતરમાં 'મંત્ર' શબ્દને વાપરવામાં આવ્યો છે, કે જેવું ગાથાવાણીમાં તો નહિજ પણ પાછળાં અવસ્તાઇ ભણતરોમાં પણ જણાતું નથી. એ બંને પવિત્ર ભણતરોમાં 'માંથ્ર'ને સારા, ઉમદા, ફત્તેહમંદ કામોના સંબંધમાંજ વાપરેલો જોવામાં આવે છે, અને તે ઉપરથી જણાય છે કે માંથ્ર એટલે ફાયદા કરનારાં જ વચનો, તેવી જ ઉત્તમ બંદગી, તેવાં જ નીતિમાન ભણતરો સમજવામાં આવતાં હતાં—પછી એ શબ્દ 'માંથ્ર સ્પેંત' તરીકે, અથવા માત્ર 'માંથ્ર' તરીકેજ વાપર્યો હોય તો શું થયું? ગાથામાં માંથ્ર શબ્દ બધેજ ઠેકાણે માંથ્ર સ્પેંતનાજ અર્થમાં વપરાયો છે, તોપણ ત્યાં એક પણ ઠેકાણે 'માંથ્ર સ્પેંત' જેવો અર્થસૂચક લોગત જણાતો નથી. તેનું કારણ ગમે તે હોય, પણ આપણ એટલુંજ સમજી શકીશું કે પયગમ્બરના સમયમાં માંથ્રનો એકજ યાને રૂડો જ અર્થ થતો હતો, અને બીજો કોઇપણ યાને બુરો અર્થ થતો હતો જ નહિ. તે જમાનામાં "મેલી વિદ્યા" (black magic) જેવું ઇરાની આર્યો ભાગ્યેજ જાણતા હતા, અને ગાથાવાણીમાંથી તેને બિલકુલ તિલાંજલિ મળી હતી. પણ પાછળા અવસ્તાના કેટલાક ભાગોમાં આ મૂળ ભલી નેમ જોડે એવી સમજ પણ ઉઠાડવામાં આવી કે—"માંથ્ર સ્પેંત" નામનો એક ઇજદ છે, કે જે બુરાઇ, જાદુઇ, દેવદરૂજી વગેરેનો શત્રુ છે, ને તે તેમને ટાળે છે, બીમારી દફે કરે છે, અને ગનામીનોએ

એ ઉત્પન્ન કરેલાં અસંખ્યાત દુઃખદર્દો ટાળવા માટે આ ઇજ઼દને મદદે બોલાવવામાં આવે છે. આ પાછળી સમજણના ટેકામાં બીજા ઇજ઼દોની માફક માંથ્ર સ્પેંતની પણ ફ્રવષિ જણાવેલી છે.

'માંથ્ર' એ કયા કલામોનું નામ હશે?

આ સઘળા ખુલાસા પછી સવાલ ઉત્પન્ન થશે કે આખી અવસ્તાવાણીમાં માંથ્ર તે કયો કલામ છે? જેના બનાવનાર દાખલ પયગમ્બર સાહેબનું નામ જાહેર થયું છે[1] તે કયો પવિત્ર કલામ છે? શું સઘળાજ અવસ્તાઇ કલામોને માંથ્રનું નામ આપી શકાય? અગરજો જરતોશ્તનાજ કલામો એકલા માંથ્ર હોય તો પાછળા અવસ્તાઇ કલામોને શું નામ આપી શકાય?

આ સવાલોના જવાબ આપવાનું કામ સેહલ નહિ પણ મુશ્કેલ છે. આજ સુધી આવા સવાલનો જવાબ ખાતરી ભરેલી રીતે અપાયો નથી, અને હવે પછી પણ તેવો જવાબ કદાચજ મેળવી શકાય. અત્યાર આગમજ ઘણાએક ધર્માભ્યાસીઓ થઇ ગયા છે અને આજે હૈયાત છે તેઓ, તેમજ આપણા ભણેલા દસ્તુરો કે એરવદો કે બેહદીનો આ સવાલનો નિર્ણય કરી શકયા હોય એમ આપણ જાણતા નથી. આટલી વાત ચોકસ છે કે કોઇ કલામો કદીમ જમાનામાં પવિત્ર ગણાયા હતા, અને તેનું અનુકરણ કરીને આજે આપણા જમાનામાં પણ આપણ સરોચશમથી એકરાર કરિયે છિયે કે આપણા પુરાણા પૂર્વજો કોઇ પવિત્ર કલામો એવા રચી ગયા છે કે જે આજ સુધી માન પામતા આવ્યા છે.

પણ ત્યારે તે કયા કલામો હશે?

---

૧ "જરથુશ્ત્રેમ્ ઇધ માંથ્રેમ્ યજ઼મઈદે" = માંથ્રવાણીના બનાવનાર પયગમ્બર જરતોશ્તને અમો વખાણિયે છિયે.

આપણને ધર્માભ્યાસીઓ જણાવી જાય છે, અને ઘણું કરીને "દીનકર્દ" નામની મોતેબર પેહલવી કેતાબને આધારે જણાવે છે કે—તમામ અવસ્તાવાણીના ત્રણ વિભાગ પાડવામાં આવેલા છે તેઓ મધેનો એક ભાગ તે **માંથ્ર** છે. બાકીના બે ભાગોમાંનો એક **ગાથા** અને બીજો દાતે છે. આ વિભાગો પ્રમાણે ગાથા અને માંથ્ર અને "દાતે" જુદી જુદી વાણીઓ અથવા ભણતરો છે. હવે ગાથા અશો જરતોશતના પોતાના બનાવેલા પવિત્ર કલામો છે અને તે મોટાં આદરમાન અને ભકિતભાવ સાથ આપણુ વચ્ચે આજસુધી જળવાઇ રહ્યા છે. પણ તેમને તો ઉપલી વર્ગણીમાં **માંથ્ર**નાં કલામોથી જુદા પાડયા છે ત્યારે તે પવિત્ર ભણતર કાંઇ માંથ્ર કેહેવાય નહિ. જો તેમ હોય તો "જરતોશતના રચેલા પવિત્ર માંથ્ર" ને નામે જે ભણતર ઓળખાયું છે તે કયા માંથ્ર છે? વંદીદાદ વગેરે તો ગાથા પછીના જમાનામાં રચાયલાં ભણતરો છે, માટે એ પાછળાં ભણતરોને તો **માંથ્ર**નું નામ આપી શકાયજ નહિ. ત્યારે એ ભેદ ભરેલું નામ કયા ભણતરને માટે હોવું જોઇએ? "દીનકર્દ"વાળા દસ્તુરો ઉપલી વર્ગણી પાડીને જેમને "માંથ્ર" નું નામ આપવા માગે છે તે કયા માંથ્ર છે તે તેઓ ખુલ્લું જણાવી ગયા નથી. આમ હોવાથી આપણા સવાલનો નિર્ણય કરવો બહુ મુશ્કેલ કામ છે.

અવસ્તાવાણીના ત્રણ વિભાગો. તેમાંનો એક તે 'માંથ્ર'

અત્યાર સુધીની આપણી તપાસ ઉપરથી એટલુંજ ચોકસ થાય છે કે આપણા ઘણા ખરા હમદીનો સમજે છે અને સમજાવે છે તેમ સઘળુંજ અવસ્તાઈ ભણતર **માંથ્ર** નથી. 'દીનકર્દ' પોતે પણ તેમ કેહતી નથી. **માંથ્ર**નું ભણતર અવસ્તાઈ ભણતર છે ખરૂં, પણ તમામ અવસ્તાઇ ભણતર **માંથ્ર** નથી. એ બે વચ્ચે મોટો તફાવત છે, અને જે ભણતર માંથ્ર નથી તે કરતાં જે ભણતર માંથ્ર છે તે વધારે પવિત્ર, વધારે કદીમ,

માંથ્ર ભેદી કલામ છે.

વધારે બેહ્દી, અને વધારે કીમતી હોવું જોઇએ, એમ ખુલ્લું જણાય છે.

* * *

વેદમાં 'मंत्र'- તેના શબ્દાર્થ

અહીં આ સવાલને તુરત વેળા બાજુએ રાખીને આપણુ બીજી પાડોશી કોમો તરફ નેગાહ પોંહચાડિયે. તેઓમાં સૌથી નજદીકની, અને તેની જોડે વળી સૌથી નિકટનો સંબંધ ધરાવનારી કોમ તે હિંદી આર્ય કોમ છે. આપણા આ પાડોશીઓનાં સર્વેથી પુરાણાં ધાર્મિક ભણતરો "વેદ" ને નામે ઓળખાય છે, અને આ વેદોમાં સૌથી પુરાણું ભણતર તે "ઋગ્વેદ" નામનું છે. આમાં તેમજ બીજા વેદિક ભણતરોમાં, અને તેઓ પછીના સમયમાં રચાયલા ધાર્મિક પુસ્તકો કે જે "બ્રાહ્મણ" અને "શાસ્ત્ર" ને નામે ઓળખાયા છે, તે સર્વેમાં એક શબ્દ કે જે બહુ પ્રચલિત અને સામાન્ય રીતે જાણીતો છે તે "मंत्र" છે. આ મંત્ર શબ્દ અવસ્તાઇ શબ્દ "માંથ્ર" ને બરાબર મળતો આવે છે, અને તેનો ખુલાસાવાર અર્થ પણ લગભગ માંથ્રને મળતોજ છે. જેમ કે—

मंत्र (અવ૦ માંથ્ર) : ધાતુ—मन् = પૂજા કરવી, વિચારવું, માન આપવું, જાણવું.

બીજો ધાતુ-मंत्र् = ક્રિયા વડે મૂળ વચનોથી પવિત્ર કરવું; જાદુ મંત્રથી મોહીત કરવું; બડબડીને ભણવું.

મંત્ર (નામ) = વેદિક શ્લોક અથવા પવિત્ર બંદગી; જાદુ જંતર મંતર, મોહીની. sacred prayer—text એ નામ ઉપરથી અનેક શબ્દો બન્યા છે: જેમ કે:—

मंत्र आराधनम्=જાદુથી કાંઇ મેળવવાનો પ્રયત્ન કરવો; endeavouring to obtain by spells.

मंत्र करणम्=પવિત્ર શ્લોકો રચવા અથવા ગાવા; composing sacred texts.

मंत्रकार } = વેદિક ભણતર રચનાર–જોડનાર;
मंत्रकृत } author or composer of Vedic hymns.

मंत्रज्ञ } =પવિત્ર ભણતર જાણનાર; knowing sacred texts.
मंत्रविद् } =જાદુ મંત્રમાં કુશળ; skilled in spells.

मंत्रद : } = ધાર્મિક ગુરૂ-ઉપદેશક spiritual preceptor—
मंत्रदातृ } teacher.

मंत्र योग = જાદુ; જાદુમંત્ર વાપરવું; employment or application of spells; magic.

मंत्र वाहिनी=પવિત્ર શ્લોક ગાનાર; જાદુગર; reciter of sacred texts; enchanter, conjuror.

मंत्र विद्या = જાદુ વિદ્યા–જાદુગરી; science of spells, magic.

मंत्र संहिता=વેદિક ભણતરનો આખો સંગ્રહ; the whole body of Vedic hymns.

मंत्र साधक=જાદુગર, મંત્ર સાધનાર; conjuror, magician.

मंत्र साधनम्=જાદુથી તાબે કરવું; જાદુઈ મંત્ર ભણીને જાદુઈ શક્તિ મેળવવી; effecting or subduing by magic; a spell, an incantation; attainment of supernatural or magical powers (by muttering spells).

मंत्र सिद्धि =મંત્રના ગુણો સંપાદન કરવા તે; જાદુનાં જ્ઞાનથી જે બળ અથવા શક્તિ મળે તે; working or accomplishment of a spell; the power which the possession or knowledge of a spell gives to a person.

मंत्रहिन = પવિત્ર ભણતર વિનાનું યા તેવાં ભણતરથી ઉલટું; destitute of or contrary to sacred hymns.

'मंत्र'ના બે વિભાગ-એક પવિત્ર.

'मंत्र'વાળા ભણુતર ઋગ્વેદમાં અને અથર્વ વેદમાં વધારે છે, અને તે કાવ્યમાં રચાયલાં છે. બીજાં સઘળા કરતાં ઋગ્વેદવાળા કાવ્ય-ભણુતરો જેમ વધારે પુરાણાં તેમ વધારે ભક્તિભાવ-વાળાં છે. અથર્વ વેદવાળાં ભણુતર વેદમોથી ભરપુર છે. પેહલાં ભણુતરવાળા મંત્રોથી રાજી થઇને દેવતાઓ પોતાના ભકતોને વર અથવા બક્ષેશ ખુશીથી આપતા મનાયા છે, ત્યારે બીજાં ભણુતરવાળા મંત્રો મારફતે પૂજારીઓ દેવતાઓ કનેથી જાદુનાં જોરે પોતાને જોઇતી બક્ષેશો કઢાવતા મનાયા છે. આ રીતે મંત્ર પવિત્ર ગણાયા છતાં બે ભાગમા વેંહચાયાં છે, જેમાંનો એક પવિત્ર છે, પણ બીજો તેવો નથી. અથર્વ વેદવાળા મંત્રોમાં જાદુઇ પૂષ્કળ છે.

પવિત્ર મંત્રથી થતા લાભ.

હિંદુ શાસ્ત્રો પ્રમાણે મંત્રની ખુબી એક લેખમા[1] આ મતલબની સમજાવવામાં આવી છે: "મનની એકાગ્રતા તે એનો (મંત્રનો) પાયો છે. ઇંદ્રિઓના વિષયો ઉપરથી લક્ષ હટાવી લઇ, મનને એકાગ્ર કરી, મંત્ર સાધના કરવાથી મંત્ર સિદ્ધ થાય છે. મનની ચંચળતા જેટલી જલદીથી દૂર થાય તેટલીજ વેહેલી મંત્ર સિદ્ધિ થાય. મંત્ર શબ્દનો શબ્દાર્થ મહર્ષિઓએ એવો કર્યો છે કે 'જે વિચારોથી આપણું કાર્ય સિદ્ધ થાય તે મંત્ર.' મનની શુદ્ધિ ઉપર મંત્ર શાસ્ત્રનો આધાર છે. એના અનેક પ્રયોગો છે, જે વડે ચોર, સર્પ, શત્રુ, સેના વગેરેનો ભારે ભય મટી જાય, તે જ્યાં ને ત્યાં અટકી જાય તે; જે વડે સાધક કોઇને પણ વશીભૂત કરી લે તે; જે વડે ઇચ્છિત પદાર્થ સાધકની પાસે આપ મેળે ચાલ્યો આવે તે; જે વડે શત્રુ સાધકથી ડરવા માંડે, ભયભિત બની જાય, દબી જાય, કાપવા માંડે તે; જેનાં બળથી દેશ, કુટુંબ, જાતિ યા સમાજમાં પરસ્પર દ્વેષ, ફુટ, કલહ થવા લાગે તે; જે વડે મહા-

૧ વડોદરામાં પ્રગટ થતા "સાહિત્ય" માસિક—માર્ચ ૧૯૨૭ માં ગિરજાપ્રસાદ ભોળાનાથ ભટ્ટનો લેખ.

મારી, રાજભય વગેરેની શાંતિ થાય તે; એ સઘળા લાભ મંત્રના પ્રયોગોથી થતા ગણાયા છે."

પવિત્ર ભણુતરથી સાજું કરનાર.

ઉપલા લેખમાં એક વાકય આપણા અમૂક ભણુતર મધેના તેવાજ વાકયને આબાદ મળતો આવે છે: જેમકે—"વૈદક શાસ્ત્રમાં પણ લખ્યું છે કે '*सिद्ध वैधम्तु मान्त्रिक:*' અર્થાત ઔષધ વગર મંત્ર પ્રયોગથી જે રોગની શાંતિ કરે તે ચારે પ્રકારના વૈદ્યોમાં શ્રેષ્ઠ અને સિદ્ધ વૈદ્ય કહેવાય છે." ઉપલા લેખકે ચાર પ્રકારના વૈદોનાં નામો આપ્યાં નથી, કે તેમના ગુણ જણાવ્યા નથી; પણ અહીં બહેશ્ત યશ્તનાં અવસ્તાઇ ભણતરમાંથી ચારને બદલે પાંચ જાતના વૈદોનાં નામો અને તેમનાં કામો આ પ્રમાણે વર્ણવેલાં મળે છે:— "અશોઇથી સાજું કરનાર (અથવા તનદરોસ્તી આપનાર), ઇનસાફથી સાજું કરનાર, શસ્ત્રવૈદ્ય (અથવા વાઢાટકાપથી સાજું કરનાર), ઝાલાપાલાથી સાજું કરનાર, તથા માંથ્રવાણી ભણીને સાજું કરનાર, એ પાંચ જાતના વૈદોમાં પવિત્ર માંથ્રવાણી ભણીને સાજું કરનાર બધા વૈદોમાં ઘણોજ તનદોરસ્તી આપનાર છે; તે અશો માણસનાં બાતેનથી તેને તનદોરસ્તી આપે છે; માટે બધા વૈદોમાં તે ખચીત ઘણોજ તનદોરસ્તી આપનાર છે." (ફકરો ૬).

બે કિસમનાં માંથ્ર.

હવે આપણાં અવસ્તાઇ ભણુતરોમાં પણ માંથ્રના બે વર્ગ હોય એમ લાગે છે. કારણ કે કેટલાંક માંથ્રને આપણે આગળ ઇશારો કરી ગયા છિયે તેમ "માંથ્ર સ્પેંત" કહેલાં છે. કે જે આબાદી કરનારાં છે, અને બીજાંને "દ્રેગ્વતો માંથ્ર" અથવા "અઘ માંથ્ર" યાને દુષ્ટ અથવા ઠગારા લોકોનાં અને તેટલા માટે ખરાબી કરનારાં જણાવેલાં છે. આ બુરાં માંથ્ર તે કયાં હશે તેનો ખુલાસો મળતો નથી, પણ બીજી કોમોમાં હતાં તેવાં તે જાદુ ક્રાતળનાં જેવાં હશે, કે જે વડે ઠગારા ધર્મગુરૂઓ પોતાની તરફથી અથવા પોતાના યજમાનો તરફથી પોતાના બુરા દેવતાઓ કનેથી બુરી વાસનાઓની માંગણી કરતા હતા

# માંથ્ર સ્પેંત.

**માંથ્રનો** વિષય પુરો કરી હવે આપણ **માંથ્ર સ્પેંતની** તપાસ લઇયે.

માંથ્ર સ્પેંતની શબ્દાવળિ.

અવસ્તાઇ ભણતરોમાં 'માંથ્ર' જોડે 'સ્પેંત' વિશેષણ જોડાઇને ઉપલું સમાસ નામ બને છે, જેની અર્થાવળિ આ પ્રમાણેની ઉપજાવી શકાય છે:—

**સ્પેંત:** વૃદ્ધિ, આબાદી કે વધારો કરતું. bountiful; prosperity increasing.

,, : પવિત્ર, પાક. Holy, pure.

**માંથ્ર સ્પેંત:** આબાદી કરનાર અથવા પવિત્ર માંથ્ર; માંથ્રવાણી.

,, : મારેસ્પંદ ફરેસ્તો. Genius of the Holy Text; the Divinity *Mãnthra Spenta.*

**સ્પેંત** મઇન્યુ: સપેના મીનો; વૃદ્ધિ કરનાર મીનો; અણદિઠ આબાદી કરનાર મીનો.

**સ્પેંત આર્મઇતિ:** સ્પંદારમદ નામનો અમશાસ્પંદ; જમીન.

**અમેષ સ્પેંત:** અમર આબાદી કરનાર મીનો; અમશાસ્પંદ.

ગાથા **સ્પેંતા:** આબાદી કરનાર ગાથા.

**સ્પેંતો તેમો:** ઘણોજ વૃદ્ધિ કરનાર.

**સ્પેંતા** મઇન્યુ: સ્પેંતોમદ ગાથા.

**સ્પેંતો દાત:** અસ્ફંદિયાર પેહલવાન=શાહજાદો.

સેમીટક મંત્રો.

આ અર્થાવળિ ઉપરથી જણાય છે કે માંથ્ર સ્પેંત તે તે પવિત્ર માંથ્ર છે, કે જે ખરાબ **નથી,** બુરાઇનો વધારો કરનારાં **નથી,** પણ આબાદી કરનારા પાક કલામો છે. આ પાક અને આબાદી કરનારા માંથ્ર તે કયા હશે, એ આપણો પ્રથમ સવાલ અહીં પાછો ઉભો થાય છે. તેનો જવાબ અપાય તે આગમજ આપણ બીજી

પાડોશી પ્રજાઓ તરફ નજર ફેરવિયે. વેદિક કોમ છોડીને હવે આપણ એસીર્યન પ્રજા તરફ જઇયે. તે વેદિક જેવી આર્ય નથી પણ સેમેટિક કોમ છે. હિંદી આર્યો સાથનો ઇરાની આર્યોનો સંબંધ જેટલો પુરાણો છે, તેટલો આ એસીર્યન તેમજ તેમના ભાઇબંધ બેબીલોન્યન પાડોશીઓ સાથનો જણાતો નથી. તેઓ પણ અનેક સારા તેમજ માઠા દેવતાઓને માનતા હતા, અને ભલી તેમજ બુરી શક્તિઓને એકસરખી રીતે સંતોખતા અને તેમની કનેથી મુરાદો ચાહતા હતા. આ સેમેટિક પ્રજાઓનાં કદીમ લખાણો કાચી ઇંટો ઉપર ખીલારોકા હરફોથી કોતરેલાં મળી આવ્યાં છે, તેમાં તેઓ પોતાને માટે તથા પોતાના મિત્રો અને યજમાનોને માટે જે માંગણીઓ કરતા જણાય છે, તે અથર્વ વેદવાળા હિંદી આર્યોની તેવી માંગણીઓને મળતીજ જણાય છે. આ તેમનાં માંથ્ર અથવા મંત્રો છે, કે જેમને આપણાં ધર્મ પુસ્તકોમાં અપાયલી સમજણ મુજબનાં આબાદી કરનારાં કહી શકિયે નહિ, તોપણ તે મંત્રો mysteries યાને ભેદ ભરેલાં ભણતરને નામે ઓળખાયાં છે.

મીસરી લોકોની માન્યતા.

બીજી કદીમ પ્રજાઓમાં જે પેહલી અને બહુ પુરાણી ગણાય છે તે મીસર દેશની કદીમ કોમ છે. તે કોમમાં મંત્ર અથવા માંથ્ર (spell) ની માહિતગારી હરેક માણસે ધરાવવાની પેહલી જરૂર ગણાતી હતી, કારણ કે ખાકી તેમજ આકાશી એ બંને દુનિયાઓમાં દેવદરૂજી વગેરેનાં ભયને દૂર કરવા માટેનાં યોગ્ય મંત્રોનું જ્ઞાન તે ગોયા તે માટેનો રામબાણ ઇલાજ હતો. આવાં મંત્રોનો તેઓ કને મોટો સંગ્રહ કરેલો હતો, અને મરનારની કબરની દીવાલ ઉપર, અથવા તેનાં કફન યાને અસ્તોદાનની પેટી ઉપર, અથવા તેની લાશ સાથ મુકવામાં આવતાં પાપીરસનાં કાગળો ઉપર આ મંત્રો લખવામાં કે કોતરવામાં આવતાં હતાં. પણ તે મંત્રોના શબ્દો સાધારણ વપરાસના હોવા છતાં તેમાં રહેલો ભેદી અર્થ ખુલ્લો કરવાને આજે પણ અભ્યાસીઓ અશક્ત કહેવાય છે.

આવા ભેદ ભરેલાં મંત્રો મીસરી લોકો પછીના બેબીલોન્યન અને એસીર્યન લોકોમાં, અને ત્યાર બાદ તેમનું અનુકરણ કરનારી યુનાની તેમજ રૂમી પ્રજાઓમાં પણ જાણીતા કહેવાય છે, અને તે સઘળાં *mysteries* ને નામે ઓળખાયાં છે. આવાં મંત્રોજ નહિ પણ તેમને લગતાં કોતરકામો અથવા નક્ષો પણ એવાજ માર્મિક અને ભેદી ગણાયા છે, કેમકે તે શા માટે કોતરાયા હશે તેની ખબર પાછળા જમાનાનાં લોકોને ન હોવાથી તેઓ તેમને માનવા, માન આપવા અને પૂજવા લાગ્યાં હોય એમ લાગે છે. એવીજ રીતે અવસ્તાઇ ભણતરોમાં સારી પેઠે જાણીતા થયલા અને બહુ માન પામેલા મિથ્ર અથવા મેહર ઇજદની પરસ્તેશ કેટલીક સદીઓ સુધી ઇરાનમાં ચાલુ રહ્યા બાદ હખામની પારસીઓની શાહાનશાહતની ખતૂમિયત પછી, યુનાની અને રૂમી લોકોની મારફતે યુરોપમાં દાખલ થઇને **મેહર પરસ્તી** (Mithraic Worship) ને નામે ઇસવી સનની ચોથી સદી સુધી ત્યાં ચાલુ રહી હતી. એ પરસ્તેશ પણ *mysteries* ને નામે ઓળખાઇ છે. પણ તેમાં બુરા દેવતાઓને મદદે બોલાવવા કે ન ઘટે તેવી માગણીઓ કરવા જેવું કાંઇ ન હતું.

“મેહર પરસ્તી.”

આ રીતે અનેક પુરાતન પ્રજાઓમાં જેમ ભલા તેમ બુરા દેવતાઓને માનવાનું પ્રચલિત હોવાથી ભલાં મંત્રો તેમ બુરાં મંત્રો બનાવવામાં આવતાં હતાં. આ મંત્રોનો અધિકાર જે ગુરૂઓના હાથમાં હતો તેઓ જેમ ઇરાનમાં તેમ બેબીલોન અને એસીર્યામાં મગાઇ *magi* ને નામે ઓળખાયા છે. આ શબ્દ યુનાનીઓ તરફનો છે અને તે મગુસનું અનેક વચન રૂપ છે. અવસ્તા ભાષામાં એક કિસમના ધર્મગુરૂને **મગવન** કેહતા હતા, કે જેઓ રાસ્ત અને દીનદાર કહેવાતા હતા. એક બીજો અવસ્તાઇ શબ્દ **માઘ** છે, કે જેનો અર્થ “દીનની ક્રિયા કરનાર” અથવા “પવિત્ર ચીજ અર્પણ

“મઘવન” (ધર્મગુરૂ) ઉપરથી *Magician.*

કરનાર" એવો થતો હતો, અને એ શબ્દો ઉપરથી મઘપત અને મુબદ શબ્દો નિકળેલા છે. એજ શબ્દો ઉપરથી યુનાની બોલ મગુસ અને મગાઈ ઉત્પન્ન થયા હોય. હીરોડોટસ અને બીજા કદીમ લખનારાઓ જે ધર્મ ગુરૂઓને મગાઈ *magi* ને નામે ઓળખાવી ગયા છે તેમની એ ઓળખ ઉપરથી બહુ પાછળા જમાનાઓમાં *magic* શબ્દ નિકળેલો લાગે છે, જેનો સાધારણ અર્થ 'જાદુ' નો કરવામાં આવે છે. આ *magic* અથવા જાદુના બે એકેકથી જુદા અથવા ઉલટા પ્રકાર જાણીતા છે, જેમ કે *white magic* યાને ધોળી વિદ્યા અને *black magic* મેલી વિદ્યા. આના સંબંધ વધુ ખુલાસો નીચલા શબ્દાર્થ ઉપરથી મળશે:—

*Magi*:—Priests of the ancient Persians; the Wise Men of the East.

*Magic*:—The pretended art of producing marvellous results by the aid of spirits or the secret forces of nature; enchanment, sorcery.

*Black Magic*:—The black art; magic by means of union with evil spirits.

*White Magic*:—Magic without the aid of the devil; the art of working wonders by a superior knowledge of the powers of nature.

"અઘ માંગ્ર" એટલે બુરાં મંત્રો.

હવે આ black અને white magic જેવા શબ્દોનું મૂળ જોશો તો તે અવસ્તા ભાષાના "અઘ માંગ્ર" અને "સ્પેંત માંગ્ર" માંથી મળશે. પણ બુરી શક્તિઓ અથવા ગનામીનો સાથનો સંબંધ બતાવનારાં માંથ્રના દાખલા અવસ્તામાંથી જ્યારે ઝાઝા જડતા નથી, ત્યારે વેદમાંથી, બબીલોન્યન અને એસીર્યન લોકોમાંથી અને મીસરી લોકોમાંથી તે ઘણા મળે છે, કે જે અહીં ટાંકવાની જરૂર નથી.

આપણામાંના કેટલાકો એમ સમજતા જણાય છે કે જરતોશ્તના જે માંથ્ર તે જરતોશ્તની દીન છે. પણ માંથ્ર અથવા માંથ્રવાણી તે કાંઇ દીન નથી. જરતોશ્તનાં માંથ્રને અનુસરીને અમલ કરવો તે કાંઇ જરતોશ્તી દીનના મુક્રરર કીધેલા કાયદા મુજબ ચાલ્યા બરાબર નથી. માંથ્ર અને દીન એ બે જુદા જુદા અર્થ ધરાવનારા શબ્દો છે. માંથ્રની અર્થાવળિ આપણ પેહલા ભાગમાં જોઇ ચુકયા છિયે, તેમ આ ભાગમાં દીન બાબેના અવસ્તાઇ શબ્દની સમજણ અહીં આપણ મેળવિયે. "દીનકર્દ" મુજબ અવસ્તાવાણીના ત્રણ વિભાગો છે, તેમાંનો ૧ લો **માંથ્ર**, અને બીજો "**દાત**" અને ૩ જો **ગાથા** છે. આ "**દાત**" તે દીન છે, જેની સમજણ નીચે મુજબની મળે છે:—

"માંથ્ર" એટલે "દીન" નથી.

**દએના**: (ધાતુ). દી- જોવું, વિચારવું, ધ્યાન આપવું, દેખાડવું, જાહેર કરવું; to think, to show, to publish.

,, : (અર્થ)—દીન ધર્મ, દીનના તરીકા અથવા દીનનું ફરમાન; religion, religious law or mandate; the angel presiding over the Zoroastrian religion, who is invoked in company with Chisti.

**દીન**: કાયદો (કોઇપણ જાતનો). પ્રોફેસર હાર્લે મુજબ એજ અર્થનો એજ શબ્દ "દીન" આરબી, હીબ્રુ, ખાલ્દી, અને સેમેરિટન ભાષાઓમાંથી મળી આવે છે.

હવે દીનકર્દમાં જણાવેલા અવસ્તા સાહિત્યનો ત્રીજો ભાગ "દાતેમ" નામનો છે, જેનો આ અર્થ આ પ્રમાણેનો છે:—

**દાતેમ**: (ધાતુ)—દા=બનાવવું, પેદા કરવું, ઠેરવવું, મુક્રરર કરવું: to make, to create, to appoint.

,, : (અર્થ)=જે ઠેરવેલું તે; (તે ઉપરથી) કાયદો, ઇનસાફ. What is fixed, a law; justice; the

system of disciplinary and judicial injunctions as a whole. (*Harlez.*)

આ ત્રણે નામો—માંથ્ર, દએના અને દાત—સામાન્ય નામો છે, અને માજ્દયસ્નીદીનના અર્થમાં વપરાય છે, છતાં તેઓ જુદાં છે, અને ઉપર કહ્યું તેમ **માંથ્ર** તે કાંઇ **દએના** યાને દીન નથી.

**બુરી શક્તિઓને "મનાવી" લેવી.**

કદીમ કોમોમાં પ્રચલિત થયલા જાદુ બાબેના વિચારો ઉપરથી તેમના ધર્મના વિચારોનો પાયો રચાયલો જણાય છે. જ્યારે કોઇ આફત આવી પડે—એક આદમી ઉપર અથવા આખી કોમ ઉપર—ત્યારે અમૂક માણસોની દરમિયાનગીરીની જરૂર જોવામાં આવતી હતી, કે જેઓ પોતાની અમૂક શક્તિ અથવા "વિદ્યા"ને આધારે ગુરૂ અથવા જાદુગર અથવા ક્રિયા કરનારને નામે ઓળખાતા હતા. તેઓનું કામ એટલુંજ હતું કે પેલી આવી પડેલી આફતને ટાળવી, દૂર કરવી, અને જે "બુરી શક્તિ"થી તેને કારણ મળ્યું હોય તેને સમજાવી, પટાવી, રાજી કરીને પેલા આદમી અથવા આખી કોમ ઉપરનો ગુસ્સો અથવા તેનું વેર નષ્ટ કરવું. આ કારણને માટે ગુસ્સે થયલી શક્તિને અથવા તેને મળતા ભૂત પીશાચને અથવા મરણ પામેલા આદમીના અસંતોષી આત્માને સંતોષવાને માટે જે ધણી "જાદુગર"ને નામે ઓળખાતા હોય, જેનાં નામથી લોકો ડરતાં હોય, તેને વચ્ચે નાખવામાં આવતા, તેમની મારફતે પેલી ગુસ્સે થયલી અણદીઠ પણ "બુરી શક્તિ"ને મનાવી લેવામાં આવતી, અને એ કારણને માટે ભોગો આપવામાં આવતા, યંત્રમંત્ર ભણાતાં અને એ રીતે પેલી બલાને દફે કરવાની ક્રિયાઓ થતી. જો એકવાર આમ થવા છતાં તે બુરી શક્તિ ફરીથી દેખાવ દેતી, ફરીથી આદમીને કે આખી કોમને હેરાન કરતી મનાતી, અથવા તે માટેનો સંભવ જણાતો, તો તેને ફરી ફરીથી સંતોષવામાં આવતી, ફરી ફરીથી જાદુમંત્ર ભણાતાં અને ભોગો અપાતા, અને એ રીતે ભૂત કે ડાકણ,

જીન કે પરી અથવા બીજી કોઇપણ નાશકારક શક્તિ યાને બલાને સદાને માટે દૂરજ રાખવાની મકસદથી વારંવાર કે અમૂક મુદ્દતે કે દર સાલ મનાવી લેવામાં આવતી હતી.

"મંત્ર"નો બદલાયલો અર્થ.

આમ કદીમ જમાનાઓથી અનેક કોમોમાં થતું હતું, અને તેમજ તે વેદિક જમાનાના કદીમ આર્યોમાં—ઇરાનીઓમાં અને બ્રાહ્મણોમાં પણ—થતું હતું. આ માટેનાં ભણતરો ધંત્રમંત્રને નામે આજે ઓળખાય તો નવાઇ નથી. પણ યાદ રાખવું જોઇએ કે "મંત્ર" શબ્દનો અસલ અર્થ "માંથ્ર"ના જેવોજ, યાને "પવિત્ર વાણી"નો થતો હતો, કારણ કે પ્રથમ સારા દેવતાઓ અથવા ભલી શક્તિઓની આરાધના માટે જ મંત્રો બનતાં હતાં અને ભણાતાં હતાં. પાછળથી મંત્રનો આ અસલ હેતુ પડતો મેલાયો, અથવા બુરી દેવતાઇ શક્તિઓ તરફથી આફતો વરસે છે એમ માનીને તેમને મનાવવા માટેના ભણતરો જોડાયાં અને તેમનો ઉપયોગ તે માટેના ખાસ ગુરૂઓ અથવા જાદુગરો મારફતે થવા લાગ્યો. અને તેજ ભણતરોને મંત્રનું નામ મળ્યું.

*　　　　*　　　　*

બુરી શક્તિઓ તરફ ધિક્કાર.

અહીં આપણ આપણા અસલ વિષય ઉપર પાછા આવિયે છિયે. અવસ્તાવાણીમાં 'માંથ્ર'ને નામે જે ભણતરો મળે છે તેઓ જો કે સઘળાંજ એ નામે ઓળખાય છે તોપણ તેઓ બે ભાગમાં વેંહચાયલાં હોવાં જોઇએ, જેઓ મધેનો એક મોટો ભાગ "માંથ્ર સ્પેંત" યાને "પવિત્ર માંથ્ર"નો તો છેજ, પણ બાકીનો ગમે એટલો નાનો ભાગ એવાં ભણતરનો છે, કે જે આફત વેળા, અથવા આફત લાવનારી બુરી શક્તિઓને દૂર દફે કરવા માટે વપરાતો હોય એમ લાગે છે. દાખલા તરીકે અહીંબહેશ્ત અને બોરદાદ યશ્તોમાંથી આપણને એવાં કેટલાંક ભણતરો મળે છે કે જે બલા કે આફત, રોગ કે દુઃખદર્દ, દફે કરવા માટેજ ભણવાનાં હોય એમ ખુલ્લું જણાય છે. આ માંથ્ર

રચાયાં તે વેળાના ઇરાનીઓ બુરી શક્તિઓની હસ્તી માનનારા હશેજ, તોપણ તેમને તેઓ દેવતા કે ઇજદ જેવા દરજ્જાની નહિ ગણુતાં તેમના તરફ ધિક્કાર બતાવનારા, તેમની હાજરીથી કચવાતા અને તેમની નાબુદીને માટે તલપતા હતા, એમ ચોકખું સાબેત થાય છે.

બદ રૂહો સામેના અવસ્તાઇ ઇશારાઃ (૧) અહીંબહેસ્ત યશ્તમાંના.

આમ છતાં અવસ્તામાં જેમને "અઘ માંથ્ર" નું નામ મળ્યું છે તેવાં મંત્રો અવસ્તાવાણીમાં કેથે નથી—એટલે કે એવાં માંથ્ર કે જેમાં બુરી શક્તિઓને માનવા કે સંતોખવામાં આવી હોય. પ્રથમ આપણુ એવાં માંથ્રના એકાદ બે દાખલા જોઇયે, કે જે ઉપરથી જણાશે કે જાદુઇ અથવા ખરાબી અથવા બુરાં માણસોને દફે કરવા માટે આપણી કને જે માંથ્ર છે તે કોઇ ઇજદ અમેશાસ્પંદની ખફગી તોડવા, કે તેને ભોગો કે બીજી કોઇ જાતની લાલચોથી રાજી રાખવા માટેનાં નથી, પણ ખરાબી અને તે કરનારી બુરી શક્તિઓ કે બદ માણસોને તોડવા અને નાબુદ કરવા માટે છે. આ બુરી શક્તિઓ તે સ્પેનામીનોના હરીફ ગણાતા ગનામીનો તરફની દાખલ ઓળખાઇ છે, અને અહીંબહેસ્ત યશ્તમાં તેવાં બદ રૂહો અથવા શક્તિઓ બાબેજ ખુલ્લા ઇશારા છે. જેમ કે—

(૧) "અય દર્દો તમે નાબુદ થઇ જાઓ! અય કવખતનાં મોત, તું નાબુદ થઇ જા! અય દેવો, નાપાક આશ્મોઘો, અય જુલ્મ ગુજારનારાઓ, તમો બધા નાબુદ થઇ જાઓ! (અહીં૦ ય૦, ફકરો ૭).

(૨) અય સાપની તોખમના, વરૂની તોખમના, તમો નાબુદ થઇ જાઓ! (તેજ, ફ૦ ૮).

(૩) અય જાદુઇવાળી બદ ઓરત, અય ખરાબ ખોરેહવાળી બદ ઓરત, તમો નાબુદ થઇ જાઓ! (તેજ, ફ૦ ૯).

(૪) અય સામા થનારા બે પગવાળા દુષ્ટ માણસો, નાફરમાની કરનારા, મગરૂર અને ગરમ મિજાજ-વાળા ચુગલીખોરો, દુશ્મની ધરાવનારા, બદ નજર-વાળા, જુઠા સખુન બોલનારા, એ બધા બુરાઓ તમો નાબુદ થઇ જાઓ!" (તેજ, ફ૦ ૮).

આ પ્રમાણે ઉપલી યશ્તમાં જેમની નાબુદી ઇચ્છવામાં આવેલી છે તે સઘળાં બુરી ખાસિયતનાં, બુરાં કામ કરનારાં માણસો છે. આ બધી ખરાબ વ્યક્તિઓનો નાશ કોઇ જાદુ-ગરની દરમિયાનગીરીથી નહિ પણ એક પવિત્ર ઇજદની મારફતે થતો હોય એમ ગણીને ઉપલી નાબુદગી ઇચ્છનાર ખાહેશમંદ, પોતાની ભક્તિ દરમિયાન વિશેષમાં નીચે પ્રમાણે પોતાની ખાહેશ અથવા સંતોષ જાહેર કરે છે. પ્રથમ તે અષ વહિશ્ત યાને અર્દીબહેશ્ત અમેશાસ્પંદને માટે મોટું માન ધરાવીને ઉપલી નાબુદગી ઇચ્છે છે, જે પછી સધ્યારો લેતાં વધુ આ મતલબનું ભણતર ભણે છે કે—

"અષ વહિશ્ત મારે માટે સાંપની તોખમના બુરા આદ-મીઓને, તથા દેવોમાંના હજારગણા અને દશ હજારગણા દેવોને મારે છે; તે દુઃખ દર્દને મારે છે, મોતને મારે છે, મર્દુમ આજારોને તથા આફ્મો-ઘોને મારે છે; એટલુંજ નહિ પણ નાફરમાની કરનારા, ગરમ મિજાજવાળા, મગરૂર, ચુગલીખોર, દુશ્મની રાખનારા, તથા બદ નજરવાળા બુરાઓને મારે છે." (અર્દી૦ ય૦, ફ૦ ૧૦-૧૧).

"વળી અષ વહિશ્ત ઘણાજ જુઠા માણસને, જાદુઇવાળી બદ ઓરતને, ખરાબ ખોરેહવાળી બદ ઓરતને, અને એવીજ બીજી તમામ વ્યક્તિને મારે છે." (તેજ, ફ૦ ૧૨).

હવે આ બધી ખરાબી ગનામીનો તરફથી અને તેને લગતા દેવો મારફતે થાય છે એમ માનીને ભક્તિ કરનાર અષ વહિશ્તને

તે બદ રૂહો સાથની લડાઇમાં ફતેહ મેળવતો જુએ છે અને માની લે છે કે પેલા બદ રૂહો લડાઇનું મેદાન છોડીને નાસી જાય છે—એટલે કે સઘળી બલા દફે થઇ જાય છે. ઉપલી યશ્તમાં વિશેષ એમ જણાવવામાં આવે છે કે—

"ઠગાઇના દેવોમાંનો સૌથી જુઠો, કે જે પુર મોતવાળો ગનામીનો છે તે અષ વહિશ્ત આગળથી નાસી ગયો, અને ગુસ્સામાં પુકારવા લાગ્યો કે મારા બહુજ દુ:ખ દર્દ આણનારાઓને, મોત લાવનારાઓને, મોટા દેવોને, સામા થઇ લડનારાઓને, નાપાક આશ્મોઘોને, મોટા જુલ્મ કરનારાઓને, સાપની અને વરૂની તોખમનાઓને, નાફરમાન અને મગરૂર અને ગરમ મિજાજવાળાઓને, ચુગલીખોરોને, દુશ્મની રાખનારાઓને, બદ નજરવાળાઓને, જુઠું બોલનારાઓને, જાદુઇવાળી અને બદ ઓરેહવાળી ઓરતને,—એ બધા મારા પક્ષકારોને અષ વહિશ્ત નામની બંદગીનો ભાગ અથવા શ્લોક મારી નાખશે. (અર્દી૦ ય૦, ફ૦ ૧૩–૧૪).

હવે આ મતલબનાં માંથ્ર કાંઇ બુરા નથી; તે બુરાઇને ટાળવા માટેનાં મંત્રો છે. આમાં જેમની શિકસ્ત અને નાબુદી ઇચ્છી છે અને છેવટે તે ઇચ્છા પાર પડી છે તે માટેના આ માંથ્ર કોઇ બુરા દેવતા કે રૂહ કે શક્તિને વિનવવા કે સંતોખવા કે લલચાવવા માટેનાં નથી, પણ ખુદ ખરાબીને તોડવા અને નાબુદ કરવા માટેના છે. છતાં આ માંથ્ર આપણને યંત્રમંત્રનો કાંઇક ખ્યાલ આપે છે, માટે તેઓ બીજી કદીમ પ્રજાઓનાં મંત્રો જેવાજ લાગે છે. ઉપલી યશ્તની છેવટે ભક્તિ કરનાર આ પ્રમાણની લ્યાનત ઉપલી બલાઓ ઉપર ટચાકડી ફોડતાં નાખતો જણાય છે:—

"દરૂજ નાશ પામો! નાસી જાઓ!
"દરૂજ નાબુદ થાઓ! દફે થાઓ!
"દરૂજ અવાખ્તર તરફ દફે થઇ જાઓ!

આ અશોઇના દુશ્મનો મુલુક માર ખાવાને લાયકના
ના હોજો!" (અર્દી૦ ય૦, ક૦ ૧૭).

મંત્રરૂપી માંથ્રનો આ એક દાખલો છે. બીજો તેવોજ દાખલો ખોરદાદ યશ્તમાંથી મળે છે. તેમાં હોરમજ્દ અને જરતોશ્ત વચ્ચે સવાલ જવાબ અથવા વાતચીત થતી હોય તેવી ઢબનું ભણતર છે, ત્યાં બીજી બાબતો પછી હોરમજ્દ પોતાના પયગમ્બરને શિક્ષણ આપે છે કે "જે ઘણી ખોરદાદ અમ્શાસ્પંદનાં નામને યાદ કરે ને ઘણી નસુશ દેવને, દુષિ દેવને, ઘષિ દેવને, સએની દેવને અને બૂજિ દેવને મારે છે, અને અમ્શાસ્પંદનાં એ નામની બરકતથી હજાર ગણા અને દશ હજાર ગણા અને બેહદ ગણા દેવોના હુમલાની સામે થઇ શકાય છે." (ખો૦ ય૦, ક૦ ૨ જો).

બદ રૂહો સામેના અવસ્તાઇ મંથ્રો: (૨) ખોરદાદ યસ્તમાંના.

હવે આ ફકરામાં જણાવેલા ઉપલા પાંચ દેવો કે જેમનાં નામો આપેલાં છે તે કયા દેવો છે, અથવા કઇ બુરી શકિતઓ ઉપર મવકુલ છે, તે આપણને જણાવવામાં આવ્યું નથી. ફકત નસા અથવા ગલીચીના દેવ તરીકે નસુશને આપણ લઇયે, પણ બાકીના ચાર બાબેના ખુલાસો ધર્માભ્યાસીઓ આપી જતા નથી. તોપણ એટલું તો ખરૂં કે તેઓ ઇનસાનજાતની અથવા દુનિયાની ખરાબી કરનારી કોઇ બીમારી કે રોગ કે આફતના નામો છે. હવે આ ખરાબી કરનારી વ્યક્તિઓ તે ગનામીનો યાને હારેમન તરફનીજ હોય, માટે તેમને દૂર કરવી જોઇએ, અને તેઓ અમુક માંથ્ર અથવા મંત્રથીજ દૂર થઇ શકે એમ ગણીને ખોરદાદ યશ્તમાં તેવાં માંથ્ર જાહેર કરવામાં આવેલાં જણાય છે.

આ માંથ્ર જાહેર કરવા આગમજ યશ્તના બનાવનાર ધર્મગુરૂ આપણને એક ખાસ વાત આ જણાવે છે કે જે જરતોશ્તી દીનના મૂળ પાયો છે—કે, દાદાર હોરમજ્દ સર્વે માણસજાતમાં તે આદમીને સૌથી પહેલો પસંદ કરે છે કે જે રાસ્તી પસંદ કરનારો છે; અને પછી વિશેષમાં જણાવે છે કે તેવા રાસ્ત માણસને સૌથી સાચો રશ્નુ ઇજ્દ છે તે, અને અમ્શાસ્પંદો

અનેક જાતની આફતોમાંથી બચાવે છે. આ આફતોની એક નાની ટીપ આપી છે તે જોતાં દાદાર હોરમજદ પોતાના અમ્શાસ્પંદો અને સાચ્ચા રશ્નુ ઇજદની મારફતે પેલા પોતાને સૌથી વધારે પસંદ પડતા રાસ્ત માણસને ઉપર જણાવેલા પાંચે દેવોના હુમલામાંથી, તેમજ ઉંચા ઉઠાવેલા અને પોહળા વાવટા સાથના મોટાં લશ્કરોથી, તેમજ દુષ્ટ અને જાુલ્મી આદમીઓથી, લોખંડી ખંજરોથી, જાદુગરો અને પરીઓના ફરેબથી, અને આડાઅવળા યાને અઘટિત માર્ગે ચાલવાથી નેકી અને નીતિનો રૂડો માર્ગ તજાયો હોય અને માઠે રસ્તે ભુલું પડાયું હોય તેમાંથી બચાવી લે છે. ( તેજ, ફ૦ ૩ ).

"હોરમજદનાં માંથ્ર" નો એક દાખલો.

આ ફકરો બતાવે છે કે ખરાબીને માર્ગે ચાલનાર ઇનસાનનો સદંતર નાશ થતો નથી પણ તેને બચાવી લેવામાં પણ આવે છે, એટલે કે બુરો ઇનસાન પાછળથી સુધરી શકે છે. પણ તે કેમ સુધરી શકે છે? આડે રસ્તે જતો માણસ સીધા માર્ગ ઉપર કેમ આવી શકે છે? અથવા અશો જરતોશ્તે પોતાના હોરમજદને સીધો સવાલ કીધો હતો તેમ—"રાસ્ત લોકોનો માર્ગ તથા દુષ્ટ લોકોનો માર્ગ એકબીજાથી કેવી રીતે જુદા પડે છે?" (ખો૦ યં૦, ફ૦ ૪). આ છેલ્લા સવાલનો હોરમજદ જે જવાબ આપે છે તેને લગતાં વચનોને "માંથ્ર" નું નામ અપાયલું છે, તે ઉપરથી માંથ્ર યાને મંત્ર તે કેવાં હોય તેનો આપણને એક નમૂનો અથવા દાખલો મળે છે. એ માંથ્રને તમે ગમે તો "સ્પેંત" યાને "પવિત્ર" ગણો—અને બેશક એ માંથ્ર "અઘ" અથવા "દ્રેગ્વતો" યાને બુરાં અથવા ખરાબી કરનારાં માંથ્ર તો નથીજ—તોપણ જે ખરેખરાં પવિત્ર માંથ્ર હોઇ શકે (કે જેના દાખલા આપણ આગળ ચાલતાં જોઇશું) તેવાં આ ખોરદાદ યશ્તમાંનાં માંથ્ર નથી લાગતાં. એ માંથ્ર તો આપણને દેવ દરૂજની યાદ આપે છે, પણ દાદાર હોરમજદનાં પોતાનાં પાક નામની અરકતની યાદ આપતાં નથી. એ માંથ્ર તો દેવદરૂજ જેવી

અણુહિઠ ખરાબી કરતી કોઇ વ્યક્તિ અથવા બદરૂહની હસ્તીની આપણને બીક બતાવે છે, પણ અહુરમજદની હસ્તી અને શક્તિ અને સર્વોપરિપણાની હિમ્મત અને સધ્યારો આપતાં નથી, અને તોપણ એ યશ્તના રચનારા ગુરૂએ હોરમજદનાં મૂખમાં શબ્દો મૂકયા છે તેમ તે સાહેબ તો આ વચનોને "મારાં માંથ્ર" તરીકે ઓળખાવે છે, કારણ કે તે જરતોશતના સવાલના જવાબમાં આમ કહે છે કે—

"અગરજો કોઇ માણસ મારાં નીચલાં માંથ્ર મોટે સાદે બોલે, અથવા તે માંથ્રને યાદ કરનારો અથવા ભણનારો થાય, તથા તે ભણતાં ભણતાં કર્શ[1] ખેંચે, તો તે શખ્સ પોતાનાં તનને (દેવ દરૂજના હુમલાથી તથા બદીના માર્ગથી) બચાવે છે. (ખો૦ ય૦, ક૦ ૪).

અહીં આપણને જ્ઞાન થાય છે કે જે માંથ્રને માટે હોરમજદ ઇશારો કરે છે કે "મારાં માંથ્ર" તે તે સાહેબની પરસ્તેશ માટેનાં ઇચ્છવાજોગ અને આબાદી કરનારાં કોઇ અસલ પવિત્ર માંથ્ર નહિ હશે, પણ અથર્વ વેદમાં અને બીજે ઠેકાણે ભૂત પીશાચ અને જીન પરી કે બીજાં બુરા રૂહોને પોતાની નજદીકીમાંથી વેગળાં રાખવા માટે જે કુંડાળાં દોરવામાં આવે છે, અને જેમાં ભક્તિ કરનાર અથવા મંત્ર ભણનાર બેસીને પોતાનાં મૂખમાંથી નિકળતાં વચનો યાને મંત્રને ખલલ પોહચતી અટકાવવા માગે છે, તેવી કોઇ અમૂક ક્રિયાને મળતી ક્રિયા ખોરદાદ યશ્ત બનાવનારના જમાનામાં પણ થતી હશે, અને તે વેળા ભણાતા "માંથ્ર" નીચલા નમૂના જેવાં હશે.

હવે તે માંથ્ર કેવાં છે તે જુઓ. કુંડાળું ખેંચતી વેળા અને તેની વચમાં પોતે નિર્ભય થઇને બેસવા માગનાર ધણી નીચલા સખુન બોલે છે અથવા ભણે છે, કે જેવાં વચનો જાદુ તોડવા અને કોઇ આદમીનાં દિલમાંથી ભૂત પલીદને

બદ રૂહો સામેના અવસ્તાઇ મંત્ર.

1. કર્ષ=કુંડાળું-હદ.

બાહેર કાઢવાનો દાવો કરનાર ધણીજ વાપરી શકે.

"(માણસોને ફરેબ આપવાને માટે) જાહેર રીતે આવનારા દરૂજોમાંના તું કોઇબી દરૂજને, છુપી રીતે આવનારા દરૂજોમાંના તું કોઇબી દરૂજને, રીમન કરનારા દરૂજોમાંના તું કોઇબી દરૂજને આર્ય લોકોના મુલુકમાંથી હું મારી કાહાડીશ, તું દરૂજને હું સાંકળથી બાંધીશ, તું દરૂજને હું મારીશ, તું દરૂજને હું બાહેર કાહાડીશ." (ખો૦ ચ૦, ફ૦ ૫).

આ માંથ્ર ખુલ્લે ખુલ્લું જાદુઇ તોડવાનો દાવો કરનારા જાદુગરો અથવા ઉસ્તાદો ભણી શકે તેવુંજ મંત્ર છે, માટે તેની જો કાંઇ પણ કીમ્મત હોય તો તે બસ એટલીજ હોઇ શકે. ઉપલું કુંડાળું (અથવા જેને "કશ" નું નામ મળ્યું છે તે) એકજ ખેંચવામાં આવતું નથી, પણ આગળ ચાલતાં હોરમજદ જરતોશતને ફરમાવતો જણાય છે તેમ તે ત્રણ અને છ અને નવ સુધી ખેંચાય છે, અને જેમ વધારે કશ ખેંચવામાં આવે તેમ હોરમજદ તે ખેંચનારને વધારે ને વધારે અશો નર તરીકે પસંદ કરતો જણાય છે. આ કશ અથવા કુંડાળાં ખેંચતી વેળા ઉપલી ચશ્ત મુજબ ઉપર ટાંકેલા દરૂજને મારવા અને બાંધવા અને દેશમાંથી અથવા ઇરાની વસ્તીમાંથી કોઇ બીજા મુલ્કમાં હાંકી કાઢવા માટેનાજ શબ્દો ભણાતા જણાય છે; પણ આપણા કાબેલ ધર્માભ્યાસી મર્હુમ એરવદ કાવસજી એદલજી કાંગા ખુલાસો આપી જાય છે[1] તેમ આ કુંડાળાં કાંઇ અમથાંજ ખેંચાતાં નથી, પણ તે ખેંચતી વેળા ચોક્કસ ક્રિયા પણ થતી હોવી જોઇએ; પણ તે શી ક્રિયા હશે તે જણાવવામાં આવ્યું નથી. આ ક્રિયાના સંબંધમાં આપણા કાબેલ એરવદ સાહેબ દાખલો આપે છે કે "જરતોશ્તી ધર્મની પાવ મેહલની ક્રિયાઓ કરવાની આગમજ જે જગાએ તે ક્રિયા કરવાની હોએ તેની આસપાસ કશ ઇઆને કુંડાળું પાડવામાં આવે છે, તેની મત-

---

૧. ચશ્ત બા માએની—પાનું ૨૦૬; ખો૦ ચશ્ત, ફ૦ ૬.

લબ એ કે તે ચોક્કસ ક્રિયા થતી વેળા આસપાસની આલુદગી તથા ગલીચી તેની ઉપર અસર કરી શકે નહિ."

આ ખુલાસો આપણી તકરારને મજબૂતી આપે છે, અને તે એમ કે કુંડાળું પાડીને માંહે બેસનાર ધણી પોતાને અમૂક જાતનાં રક્ષણમા મૂકે છે, અને ત્યાં બેઠાથી સામો હરીફ (યાને આલુદગી કે ખરાબી કે બદ રૂહ કે દેવ કે પરી, ગમે તે) પોતાની ઉપર હુમલો કરી શકવાનો નથી એમ માની લઇને તેને અમૂક જગાએથી ભણતર અથવા ક્રિયાનાં બળથી બાહેર ખેંચી કાઢવા અથવા નસાડવા માગે છે, આ ભણતર તે મંત્ર છે; તેને ગમે તો માંથ્ર ગણો; પણ તે ખુદાની યાદીના, તેની મદદ માંગવાનાં કે તેની પરસ્તેશ સૂચવનારાં માંથ્ર નથી. એટલા માટે આવાં માંથ્ર કે જે મંત્ર જેવાં છે તેમને આપણ "માંથ્ર સ્પેંત" અને પવિત્ર માંથ્રના વર્ગમાં કદાચજ ગણી શકિયેં; કારણ કે આ માંથ્ર અથવા મંત્રના શબ્દો કોઇ ભૂત પલીદ કે જીનપરી, કે જાદુ કોતલ કે મૂઠ મારવા અને તે પાછી વાળવા, અને જેણે તે મારી હોય તેને તેની છુપી જગામાં ઇલમના જોરે સજા કરવા માટે બીજી પ્રજાઓમાં વપરાયલાં મંત્રો જેવાંજ લાગી જાય છે. તોપણ આ અવસ્તાઇ મંત્રની નેમ જુદી છે, અને તે તન તેમજ મનની પાકીજગી સાથ સંબંધ રાખે છે; કોઇ શત્રુ ઉપર કીનો લેવા કે તેનું મોત આણવા કે તેને ગુપચુપ પુરો કરી દેવા જેવી બુરી મતલબ માટે વપરાતાં મંત્રો જેવાં આ મંત્રો નથી. પાછળાં વેદિક કે મીસરી કે એસીર્યન લોકોનાં ધાસ્તી ઉપજાવનારાં મંત્રો જેવાં આપણાં આ અવસ્તાઇ મંત્રો નથી. તોપણ અશો જરતોશ્તનાં ગાથીક માંથ્ર જેવાં ઉમદા ખ્યાલ આપનારાં ખરાં ખુદાઇ મંત્રો પણ આ નથી.



# માંથ્રવાણી. (માંથ્ર સ્પેંત)

~~~

હવે અહીં આપણા વિષયના છેલ્લા અને સૌથી અગત્યના ભાગ ઉપર આપણ આવિયે છિયે. અને તે ખરેખરાં આબાદી કરનારાં, વાજબી રીતે પવિત્ર ગણાતાં માંથ્રની સમજણને લગતો ભાગ છે. જેમને "માંથ્ર સ્પેંત" નું નામ ખરી રીતે ઘટે તે એજ માંથ્ર છે.

ત્યારે તે કયા માંથ્ર છે?

આ સવાલનો જવાબ આપવો બહુ મુશ્કેલ છે, તોપણ તે આપવાની આપણ કોશેશ કરીશું. પણ તેમ કરિયે તે આગમજ "માથ્ર સ્પેંત" એટલે શું, અને કેવાં અથવા કયી કિસમનાં માંથ્રને એ નામ આપી શકાય, તેનો ખુલાસો આપણી સમજ મુજબ આપણ મેળવીશું.

માંથ્ર સ્પેંત તેજ માંથ્રવાણી છે. માંથ્ર સ્પેંતના કલામો તે માંથ્રવાણી છે. માંથ્રવાણીને માટેનો અવસ્તાઇ (ગાથીક) લોગત "માંથ્રવાચ" છે. માંથ્ર સ્પેંત અને માંથ્રવાચ એ બંને અવસ્તાઇ બોલો છે, પણ માંથ્ર સ્પેંત બોલ ગાથાવાણીમાથી મળતો નથી, ત્યારે માંથ્રવાચ શબ્દ પાછળાં અવસ્તાઇ ભણતરોમાં જણાતો નથી. માંથ્રવાચ ઉપરથી આપણામાં માંથ્રવાણી બોલ નિકળેલો જણાય છે, તો પણ એ બોલ ગાથામાં માત્ર એકજ વખત વપરાયલો જોવામાં આવે છે. ગાથામાં ગમે તેવા પવિત્ર વચનોને ફક્ત "માંથ્ર" નાં સાધારણ નામેજ ઓળખાવ્યાં છે. એમ છે ત્યારે માંથ્ર તેજ માંથ્ર સ્પેંત છે અને માંથ્ર તેજ માંથ્રવાચ (માંથ્રવાણી) છે, અને એ બંને જુદા દેખાતા લોગતોનું અશો જરતોશ્તે મુકર્રર કીધેલું સામાન્ય નામ તે માંથ્ર છે.

માંથ્રવાચ એટલે માંથ્રવાણી: "માંથ્ર" તે ક્યા કલામો?
~~~

તોપણ માંથ્ર સ્પેંતને લગતા ભણુતર સૌથી ચઢતા અને સૌથી મોટી ખુબીવાળાં લેખાયાં છે. સૃષ્ટિની તમામ પેદાયશો જેમ રવાન અને ફરોહર ધરાવે છે, તેમ તે પેદાયશોનો પિતા અહુરમજ્દ પોતે પણ આ બંને શક્તિઓ ધરાવતો જણાય છે,

તે કલામોની ખુબી.

અને તે મુજબ તેનું ફરોહર (યાને તેની શક્તિ) બીજા સર્વે કરતાં શ્રેષ્ઠ છે, અને તેનું રવાન યાને જાન બીજું કોઇજ નહિ પણ "વૃદ્ધિ કરનાર માંથ્ર" જણાય છે. (વંદીદાદ, ફરગ૦ ૧૯, ફ૦ ૧૪); તે રવાન આબાદી કરનાર, સ્વચ્છ અને નૂરમંદ છે (ફરવર૦ યશ્ત, ફ૦ ૮૧); જરતોશ્તી મજહબનાં ત્રણ પગથિયાંમાં પેહલું નેક મનશ્ની યાને રાસ્ત વિચાર છે, બીજું પગથિયું નેક ગવશ્ની યાને સૌથી પેહલી માંથ્ર સ્પેંત યાને માંથ્રવાણી છે. મીનો દરૂજ અથવા અણદીઠ ખરાબીનો નાશ કરનાર તે માંથ્રવાણી છે. જેમ હોરમજ્દનું રવાન તે માંથ્રવાણી છે; તેમ અશોઇનાં વિચારો અને વચનો અને કામોથી ભરપૂર અથારનાનનું જે તન તે પણ માંથ્રવાણી છે (આવાં યશ્ત, ફ૦ ૯૧). આવાં સ્વચ્છ તનવાળો જે અથારનાન તે ગોયા એક નામાંકિત તબીબ છે, એવો તબીબ કે જે માંથ્રવાણી ભણીને બીમારનું દુઃખ દફે કરે છે; અને એવા તબીબને માટે કહ્યું છે કે પાંચ કિસમના વેદોમા તે સૌથી ઉત્તમ તનદુરસ્તી આપનાર છે, એટલા માટે કે તે અશો માણસનાં બાતેનથી આરામ બક્ષે છે, અને તેથીજ તે "બધા વૈદોમાં બર્ચીત ઘણોજ તનદુરસ્તી આપનાર છે" (અર્દી૦ ય૦, ફ૦ ૬). આ દાખલામાં માંથ્રવાણીને આપણ મંત્રના અર્થમાં લઇશું, કે જેનાં વચનો બેમાલૂમ અસર કરતાં મનાયાં છે. માંથ્રવાણીનો દરજ્જો વળી એટલા માટે પણ ચઢતો છે કે તેનું પણ ફરોહર છે (ફરવર૦ ય૦, ફ૦ ૮૬), એટલે તે પણ શક્તિ ધરાવે છે, અને તેની પણ નેમાજ થઇ છે (અબિ૦ ય૦, ફ૦ ૫). એજ રીતે માંથ્રના કલામો પોતે પણ પવિત્ર લેખાયા છે. અહીં આપણ જોઇ શકિયે છિયે કે માંથ્રનું ફરોહર તે એ પવિત્ર કલામોનું જોર-શક્તિ-બરક્કત છે.

**માંથ્રવાણીના "મૂખ્ય ભાગો."**

આવી રીતની ખુબી અને દરજ્જો ધરાવનાર માંથ્રવાણી જોકે આપણી સમજણ પ્રમાણે અવસ્તાવાણીનો એક ભાગ છે, અને તેનાં કારણો છે, તોપણ એ વાણી કોઇ યશ્ત રૂપે, કે ન્યાએશ રૂપે, કે સલ્લંગ બંદગી રૂપે, કે ભણતર માટેનાં લખાણ રૂપે, આપણને મળતી નથી. અવસ્તામાં અનેક ઠેકાણે, બલકે જાબજા, માંથ્રને તેની ખુબીઓને લીધે યાદ કરવાના ઇશારા મળે છે ખરા, પણ તે કયા માંથ્ર હશે તે તો આપણ અમૂક ઇશારા ઉપરથીજ મુકર્રર કરી શકિયે. આપણને જણાવવામાં આવ્યું છે કે માથ્ર સ્પેંત "મૂખ્ય બાબતો" માં વેંહચાયલી છે (હાદોખ્ત ય૦, ફ૦ ૨૨), પણ તે કઇ કઇ બાબતો હશે તે તો મોટા ધર્માભ્યાસીઓજ કહી શકે. સાધારણ ભણનાર તેથી અજાણો છે. એટલું ખરૂં કે માંથ્ર સ્પેંતના કલામો કે જે પવિત્ર ગણાયા છે તે બંદગી રૂપે ભણવાના હોય છે.

**તેનો શ્રેષ્ટ ભાગ–તે શો છે?**

તે કલામોમાં "એર્યમન" નામની બંદગી માંથ્રવાણીમાં સૌથી ઉમદા ગણાઇ છે. તેને માટે જણાવવામાં આવ્યું છે કે તે "માંથ્રવાણીઓમાંની સૌથી મોટી, સૌથી સરસ, સૌથી શ્રેષ્ઠ, સૌથી જોરાવર, સૌથી મજબૂત, ઘણીજ ફત્તેહ આપનારી, ઘણીજ તનદુરસ્તી આપનારી છે;" અને આ બંદગી કે જે "એર્યમા ઇષ્યો" નામની છે તેને માટે કહે છે કે "જે કોઇ તે ભણે તે ગનામીનોના પક્ષના તમામ જાદુગરોને અને પરીઓને મારે છે." (અર્દી૦ ય૦, ફ૦ ૫). આ પરથી જણાય છે કે આ બંદગી કે જેની આટલી બધી સ્તુતિ કરવામાં આવી છે તે કોઇ ખુદાઇ ગાયન નથી, યા હોરમજ્જદની ખુબી દર્શાવનારૂં પવિત્ર ભણતર નથી, પણ હારેમન તરફના જાદુગરો અને પરીઓને મારનારી અને ટાળનારી બંદગી (અથવા કદાચ "મંત્ર") છે.

આ બહુ વખાણ પામેલી ગણાતી બંદગીમાં શું છે? તે બહુ ટુંકી છે, અને તેમાં નીચલા કલામો જોવામાં આવે છે:—

"ઐર્યમન"

બંદગીમાં શું છે?

(૧)—જરતોશતના મર્દ તેમજ ઓરત શાગેર્દોની ખુશહાલીને માટે ઐર્યમ ઇષ્ય આવે!

(૨)—ઇનસારી અને પવિત્ર મનની ખુશહાલીને માટે તે આવે! દીનની ખુબીથી અશોઇનો સંપૂર્ણ બદલો તે આપે! પૂષ્કળ આશીર્વાદ સાથની પવિત્રાઇ હું ઇચ્છું છું. હોરમજદ તે (પવિત્રાઇ) ને બુલંદ દરજ્જાની કરે!

(૩)—તમામ દુઃખ, તમામ મોત, તમામ જાદુ, તમામ પરીઓ, તથા તમામ દુષ્ટ જનીઓને ઐર્યમા મારે!

આવી ત્રણ ફકરાની આ બંદગી છે. બેશક તેને આપણ માંથ્રવાણી તરીકે કબુલ રાખિયે ખરા, પણ તેમ કરતી વેળા યાદ રાખવું જોઇએ કે આ નાનકડી બંદગીમાં જે કાંઇ મુરાદ હોરમજદથી ચાહવાની હોય તે કોઇ એક ઇજદથી ચાહવામાં આવી છે. આ બંદગી ઇજશ્નેનો ૫૪ મો હા છે.

"આબાદી કરનાર માંથ્ર"

એજ રીતે ઇજશ્નેના ૫૮ મા હાને "ફ્શુષો માંથ્ર" યાને "આબાદી કરનાર માંથ્ર"નું નામ આપીને તેમાં એક બંદગી દાખલ કરવામા આવી છે. પણ તેમાં, તેમજ ઇજશ્નેનો ૬૧ મો હા, કે જેમાં યથા, અપેમ અને યેંઘે હાતાંમ્ નામની કદીમ બંદગીઓને માત્ર યાદ કરવામાં આવી છે તેમાં પણ એકલા અહુરમજદની પરસ્તેશ કે યાદ કે પનાહ માગવા જેવું કશું જણાતું નથી. ત્યાં જોકે અનેક ઇચ્છાઓ દર્શાવવામાં આવી છે, અનેક બદીઓને દૂર કરવાની મુરાદ ચાહવામાં આવી છે ખરી, પણ તે જરતોશતના મુકર્રર કીધેલા પરમ પરમેશ્વરથી ચાહવામાં આવી નથી, પણ ગનામીનોને તથા નિંદા કરનારાં નરનારીઓને, નાપાક મર્દો અને ઓરતોને, ચોરો અને જુલ્મગારોને, જાદુગરો અને પરીઓને, પ્રમાણિક અને સાચા માણસોના શત્રુઓને, વગેરે વગેરેને તેમની બુરાઇનાં કામોથી

અટકાવવા અને તેમને મારવા માટે ઉપલી ત્રણુડે બંદગીઓ, કેજે બહુ પુરાણી લેખાય છે તે, ભણુવામાં આવે છે.

એ રીતે ઉપલી સઘળી બંદગીઓને "માંથ્ર સ્પેંત" ગણીને તેમની સ્તુતિ ગાવામાં આવી છે. તોપણુ તેઓ કાંઇ મોટામાં મોટી, પુરાણામા પુરાણી, કે સામાં શ્રેષ્ઠ ખુબી ધરાવનારી બંદગીઓ નથી. તે તો જુદીજ છે.

પયગમ્બર સાહેબના જમાના આગમજનાં ઉત્તમ માંથ્ર.

હવે આપણ કશા શકશુબેહ કે વેહમ વસવસા વિના તે બંદગીઓ ઉપર આવિયે કે જે ખરેખર માંથ્ર સ્પેંત યાને આબાદી કરનાર માંથ્ર દાખલ ઓળખાય; યાને જે ભણુતરથી ભણુનારનું અને તેની આસપાસની વસ્તીનું ભલું થાય એવી તે માંથ્રવાણી હોય. ઉપર ઇશારો કરેલી બંદગીઓને તેમની યોગ્ય ખુબીઓ મુજબનો યોગ્ય દરજ્જો આપવાને આપણ બંધાયલા છિયે, અને અવસ્તાવાણીનાં બીજાં ચોકસ ભણુતરો કરતા ઉપલી બંદગીઓ ઉંચા દરજ્જાની છે તેની ના પડાશે નહિ; તોપણુ તે બંદગીઓ કરતાં વધારે ચઢતા દરજ્જાની બીજીજ બંદગીઓ આપણી કને મોજુદ છે તે 'યથા,' 'અષેમ્,' અને 'યેંધે હાતાંમ્'ની નાની બંદગીઓ છે, કે જે પયગમ્બરે સાહેબના સમયની પણુ આગમજની કેહવાય છે, તેમને આપણે પ્રથમ યાદ કરવી જોઇએ, અને ત્યારપછીજ "માંથ્રવાણીના બનાવનાર" દાખલ અશો જરતોશતને આરાધ્યો છે ("જરથુશ્ત્રૅમ્ હધ માંથ્રૅમ્ યજમઇદે") તે સાહેબનાં રચેલાં માંથ્ર શાં શાં છે તે આપણુ જોઇશું.

અસરકારક બંદગી કેવી હોય.—ત્રણુ કદીમ બંદગીઓ.

સઘળા ધર્માભ્યાસીઓ જણાવી જાય છે કે ઉપર ઇશારો કરેલી ત્રણે બંદગીઓ પોર્યોદકેષી લોકો યાને જરતોશતની આગમજની જુની દીન પાળનારા ઇરાનીઓના જમાના જેટલી કદીમ છે. અને વળી એ ત્રણે બંદગીઓને માટે કેહવાતું આવ્યું છે કે તેઓ એજમતી છે; યાને જો સ્વચ્છ મનથી અને પાક તનથી તે બંદગીઓ એક ચિત્તે ભણુવામાં

આવે તો ભણનાર પોતાની ભલી મુરાદ મેળવી શકે છે. હવે આ વાત ખરી છે કે ઇનસાનને બંદગીની જરૂર છે, કે જેનાં પવિત્ર વચનો મારફતે તે ગોયા પોતાના પેદા કરનારને પોંહચી શકે છે, અને તેમ થવાથી તેનું મન ખાલેસ બને છે, અને તેનાં તનને મજબૂતી મળે છે. જો કાંઇજ નહિ તો આટલો ફાયદો તો બેશક થવા પામે છે કે આપણી બંદગીના કલામો બહુ ઉમદા હોય-તે બંદગી પેદા કરનારને હાજર નાજર જાણીને કરવામાં આવતી હોય-તે બંદગી સારી પેઠે સમજીને એકાગ્રચિત્તે કીધી હોય-તો તે કરતી વેળા ખુદાનો ખરો ભક્ત દુનિયાની તમામ લાલચ કે બુરી વાસનાઓને બિલકુલ ભૂલી જાય છે, અને તેમ થવાથી તેનાં મનમાં બુરા વિચારો મુતલક દાખલ થવા પામતા નથી. ધાસ્તી કે આફત કે બીમારી વેળા ઇનસાનને કોઇ એવા મદદગારની જરૂર પડે છે કે જે બેમાલૂમ રીતે તેને સધ્યારો આપે, તેને હિમ્મતવાન બનાવે અને તેને જોઇતી મદદ કે ફત્તેહ લાવી આપે. આવાં પરાક્રમ તનમનની પાકીજગી સાથ ખરા દિલથી અને નેક નિયતથી સમજીને કીધેલી બંદગી છે. એક આદમી દાહડો અને રાત ગમે તેટલું અને ગમે તે ભણતર ભણ્યા કરે, ગમે ત્યાં મન દોડાવે, શું ભણે છે તે સમજવાની દરકાર વિના પોતે બંદગીખોર છે એટલોજ સંતોષ માની લે,-તેવા ઘણીની તે સઘળી બંદગીઓ જ્યારે કારગાર લાગી શકે નહિ, ત્યારે ખુદાને પીછાણવાની માત્ર એકજ નાની પણ સત યકીનથી કરવામાં આવેલી બંદગી વધારે સારાં પરિણામો લાવી આપી શકે.

(૧) "હોનવર" ની બંદગી.

હવે ઉપર જણાવેલી યથા, અષેમ્ અને યેંઘે હાતાંમ્ નામની ત્રણે બંદગીઓ આવું કોઇ મહત્વ ધરાવનારી દાખલ કદીમ જમાનાઓથી લેખાતી આવી છે. અવસ્તાવાણીના પાછળા રચનારાઓ આપણને જણાવી ગયા છે કે "બધી બંદગીઓમાં 'અહુનવર' નામની બંદગી સૌથી બાલાતર છે; તે એવો સાચો અને અસરકારક સખુન છે કે જે સૌથી મોટી ફત્તે

આપનારો છે." (સરોશ ચ૦ હાદોખ્ત, ફ૦ ૩). આવા ફત્તેહ-મંદ કલામના પુરાતનપણાં માટે એવી પણ શરેહ નોંધાઇ છે કે "દાદાર હોરમજ્દે આકાશ તથા પૃથ્વી પેદા કીધાં તે આગમજ હોનવરનો કલામ બનાવ્યો હતો. આ કલામ કાવ્યમાં છે, અને જેમ જરતોશ્તના રચેલા હોનવદ ગાથા ત્રણ ત્રણ લીટીઓના શ્લોકમાં છે, તેમ આ કલામ પણ સાત સાત શબ્દોથી બનેલી અકેક લીટી જેવી ત્રણ લીટીઓનો એક શ્લોક છે, કે જે ગાઇને ભણવાનો છે. ગાથાનાં ભણતર કરતાં આ શ્લોક પુરાતન હશે, કેમકે તે બાબેની અવસ્તાઇ શહાદતો મોજુદ છે; ગાથામાં તે બાબે કશો ઇશારો નથી તેનો કાંઇ મુજાકો નથી. વળી આ શ્લોકની મતલબ બહુ ઉંડી જણાય છે. તેના શબ્દોના અર્થો સમજી શકાય એવા છે, અને દરેક લીટીનો તરજુમો થઇ શકે છે, પણ આ તરજુમો સઘળા અભ્યાસીઓ એકસરખો કરતા નથી; તેઓ એકેકથી જુદા પડે છે. આશરે એક ડજ઼ન યા તેથી પણ વધારે તરજુમાઓ થઇ ચુકયા છે. છેલ્લામાં છેલ્લો તરજુમો એરવદ ખુ. એ. પાવરીએ કીધો છે તે પણ જુદો છે. આવી ગોયા ભેદી અર્થવાળી, ગોયા ખુદાસનાસીઓ માટેજ હોય તેવી આ બંદગી છે.

તેની ભારે ખુબી. આ બધું દેખાડે છે કે યથા અહુ વઇર્યોની બંદગી ભેદભરેલી શૈલીમાં રચાયલી છે, અને તે જે મહત્તા ધરાવતી ગણાતી આવી છે તે તેની ગુહ્ય ઇબારતમાંજ છે. તેને લીધેજ આ માંથ્ર મહાપ્રતાપી લેખાતું આવ્યું હશે. કદીમ રૂડા મંત્રો ફાયદેમંદ ગણાયાં છે તેમનો એક ઉમદા નમૂનો આ બંદગી છે, જેને માટે જાબજા એવી સ્તુતિ ગવાઇ છે કે—

"હોનવર તનને બચાવે છે;"—

"શીખનાર જો ખંતથી આ બંદગીનો કલામ શીખે તો તે મોતથી બચે છે;"

"આ બંદગી સૌથી ફતેહ આપનારી છે;"

"અતિશય અશોઇવાળાં મને કરીને જો આ કલામ ભણુ-
વામાં આવે તો તે દાહડે યા તે રાતે કોઇબી દુશ્મન
કે જુલ્મગાર, દુઃખ દેનાર કે ઇજા કરનાર, તે
ભણુનારને પોતાની આંખોથી નજરે જોઇ શકે નહિ,
તેમજ લૂટારાની ખરાબી તે ભણુનારને પોંહચી
શકે નહિ;"

"એ બંદગી ભણ્યાથી ચોરો, દુશ્મનો, દેવપરસ્તો વગેરે
નાશ પામે છે."

વળી પાછલા દસ્તુર સાહેબો લખી જાય છે કે ભૂલ વિનાની એકજ સ્પષ્ટ હોનવરની બંદગી ૧૦૦ મરતબે ગાથા ભણુવા કરતાં સરસ છે; તે વડે બહેશ્તમાં જઇ શકાય છે; તે જાન અને અંતઃકરણને હિમ્મત આપે છે," ઇત્યાદિ.

(૨) અષેમ યાને સસતા.

બીજી બંદગી "અષેમ્" છે, અને તે રાસ્તીની સ્તુતિમાં રચાયલી છે. જરતોશ્તી દીનનો મૂળ પાયો રાસ્તી યાને સચ્ચાઇ ઉપર છે, અને પયગમ્બર સાહેબ પોતાની ભલી દીન જાહેર કરે તે આગમજ અનેક ઇજદોને માનનારા પાર્યોદકેશી ઇરાનીઓ વચ્ચે જેની શોધમાં તે સાહેબ નીકળ્યા હતા તે રાસ્તીજ હતી. રાસ્તી તેજ પવિત્રાઇ છે. રાસ્તી પસંદ કરનાર, રાસ્તી એખ્તિયાર કરનાર, રાસ્તીને અમલમાં મુકનાર ઇનસાન તનમનની પવિત્રાઇ વિના તેમ કરી શકે નહિ. અને રાસ્તીની એવી ખુબીને લીધે તેને "સૌથી સરસ નિયામત અને સુખ" ની ઉપમા આપી છે. ઇજશ્નેનાં ભણુતરમાં જેમ યથાની તેમ અષેમ્‌ની અને તેમ વળી ત્રીજી કદીમ બંદગી

(૩) યેંઘે હાતાંમની ખુબી સમજાવવા માટેની શરેહ આપી છે. આ છેલ્લી બંદગી પણ પુરાણી દાખલ ઓળખાતી આવી છે, પણ તે તેની સાથવાળી પેહલી બંને બંદગીઓ જેવી મહત્વની લાગતી નથી. વળી તેના કરતાં વધારે ધ્યાન ખેંચ-નારી અને દાદાર હોરમજદની પીછાનમાં રચાયલી બંદગી તે

(૪) હુક્ષથ્રો તેમાઇ નામની છે, જેનો અર્થ અને ભાવાર્થ ખુલ્લો અને અસરકારક છે. જેમકે—

"પાદશાહી સર્વોત્તમ પાદશાહ હોરમજદને ખચીત હોજો!
હોરમજદ કે જે પોતે સૌથી સરસ અશોઇ છે, તેની
સેવામાં અમો મન લગાડિયે છિયે; તેને અમો કબુલ
રાખિયે છિયે; તેને અમો પોતાનો કરી ગણિયે છિયે."

ઉપલી બંદગીઓની ઉત્તમતા, મોટાઇ, ખુબી વગેરેને માટે વીસ્પરદ વગેરે અનેક ભણતરોમાં એવું જણાવવામાં આવેલું છે કે "બીજું કાંઇપણ વચ્ચે બોલ્યા વગર, અથવા વચમાંથી કાંઇ મૂકી દીધા વગર ભણાતી ત્રણ બંદગીઓ" તે આ હોનવર, અષેમ્ અને યેંઘે હાતાંમ્ છે, તેઓ પેહલી યાને સૌથી પુરાણી અને પેહલા દરજ્જાની તથા વળી સંપૂર્ણ બંદગીઓ છે. વળી ત્યાં બીજું જે કાંઇ જણાવવામાં આવેલું છે તે ઉપરથી જણાય છે કે એકલી હોનવરનીજ નહિ પણ તેની જોડવાળી બીજી બેઉ બંદગીઓ પણ ગાઇને ભણવામાં આવતી હતી. આ ઉપરથી જણાય છે કે જેમ ગાથાના કલામો તેમ આ બંદગીઓ પણ ગવાતી હતી અને ગાઇને ભણવામાં આવતી હતી. કદીમ જમાનાનાં ભણતરો ગાયનમાં રચાયલાં હતાં તેની હિંદુઓના વેદ અને બુદ્ધ લોકોના ગાથાનાં ભણતરો ગવાહી આપે છે.

આ સઘળી બંદગીઓ તે માંથ્રવાણી છે—તે માંથ્ર સ્પેંત છે. તેમની ખુબી એ છે કે તેઓ પાછળી બંદગીઓ જેવી માત્ર ભણી જવાની નથી, પણ કાવ્યમાં રચાયલી હોવાને લીધે તેમને ગાઇને ભણવાની છે—તેમને એક પણ શબ્દ કે અક્ષર છોડી દીધા વિના કે ખોટો ઉચ્ચાર્યા વિના સ્પષ્ટ રીતે ભણવાની છે. તેમ થાય ત્યારેજ તેઓ જે ખુબીઓ ધરાવતી લેખાઇ છે તે ખુબીઓ જાહેર થવા પામે, યાને જે ફાયદાની ઉમ્મેદ હોય તે બર આવતી ગણાય. આ બધાંનો આધાર તે ભણનાર ઉપર છે, કે જે તે કામને માટે યોગ્ય રીતે લાયક થયલો હોવો જોઇએ. આ બંદગીનાં ભણતરો ભણનારા "માંથ્રવન" કેહવાતા હતા,

કે જેમનો પેશો માંથ્રના કલામો ગાવાનો હતો. તેમ કરવાનો તે ગાયકોનેજ હક મળતો હતો.

આ અથવા એવાંજ બીજાં માંથ્રવાણીનાં ભણતરો કાંઇ સૌ કોઇને શીખવવામાં આવતાં હોય એમ જણાતું નથી; કારણ કે ઓરમઝદ યશ્તમાંનાં માંથ્રના સંબંધમાં હોરમજ્દ જરતોશ્તને એવું ફરમાવતો જણાય છે કે—

"અય જરતોશ્ત, આ માંથ્ર (મંત્ર) છોકરાવાળા બાપ, અથવા એક ભાઇ કે જેની જોડે બીજો જન્મેલો હોય, અથવા ત્રણ પંથવાળા તથા નેક નામીના ગુણવાળા આથ્રવન (કે જે દીનદાર, અશો, નામીચો અને તમામ દરૂજોને જેર કરનારો હોય તે) સિવાય બીજા કોઇને તું શીખવતો ના." (ઓ૦ ય૦, ફ૦ ૯).

આ સઘળા માંથ્રવાણીના નમૂના છે–તે બહુ કદીમ માંથ્ર સ્પેંતના દાખલા છે. હવે અશો જરતોશ્તનાં ગાથા પણ માંથ્રવાણી ગણાય છે, અને તેટલા માટેજ હોય તેમ તે સાહેબને "માંથ્રવાણીનો બનાવનાર" ("હૃધ-માંથ્ર") જાહેર કરીને વખાણ્યા છે. પણ તેની રચેલી ગાથાવાણીના માંથ્ર ઉપર આપણ આવિયે તે આગમજ અવસ્તાવાણીના બીજા ભાગોમાં આપણે ખોળ કરવી જોઇએ અને ત્યાં કોઇ પવિત્ર માંથ્ર હોય તેમની નોંધ લેવી જોઇએ.

**હોરમજ્દ યશ્ત મધેનાં માંથ્ર.**

હોરમજ્દ યશ્ત બીજી યશ્તો કરતાં વધારે મોતેબર ભણતર લેખાતું જોઇએ, કેમકે તેમા બીજા કોઇપણ ઇજદોની નહિ પણ એકલા અહુરમજ્દનીજ યાદ અને આરાધના જોવામાં આવે છે. આ યશ્તના છેવટના ભાગમાં માંથ્ર સ્પેંતને ત્રણ રીતે ઉપયોગમાં લેવાનું જણાવ્યું છે, જેમ કે (૧) માંથ્ર સ્પેંતને મનથી બરાબર સમજવા માટે જોઇતી હુશિયારી, (૨) માંથ્ર સ્પેંતને સમજ્યા પછી તેને યાદ રાખવા માટે જોઇતી અક્કલ, અને (૩) માંથ્ર સ્પેંતને સમજીને તથા યાદ રાખીને

**માંથ્ર સ્પેંતનો ઉપયોગ.**

પછી ભણવાને માટે જોઇતી જ્બાન ( ની ચાલાકી ). આ રીતે હોરમજ્દ તરફથી ભણનારને હુશિયારી, અક્કલ અને જ્બાનની બક્ષેશ થાય છે તેની વખાણ ગાવામાં આવે છે. હવે આ માંથ્ર સ્પેંત તે કઇ માંથ્રવાણી છે તે આ યશ્તના શુરૂઆતના આખા ભાગમાં વિસ્તારીને જણાવવામાં આવ્યું છે, અને તેનેજ આધારે આપણ ખાતરીથી કહી શકિયે કે તે ભાગ માંથ્રવાણીનો છે, અને તે ઘણો મોતેબર ભાગ છે, કારણ કે તેમાં અશો હોરમજ્દનાં નજ્દીક સીતેર નામોની લાંબી ટીપ આપવામાં આવી છે. આ ભાગમાં હોરમજ્દ અને જ્રતોશ્ત વચ્ચેના થોડાક સવાલ જવાબ ખુલ્લા પાડવામાં આવ્યા છે. જો કે ગાથાવાણીમાં જ્રતોશ્તે પુછેલા સંખ્યાબંધ સવાલો મધેના એકનો પણ જવાબ હોરમજ્દ તરફથી મળ્યો હોય એવું પયગમ્બર સાહેબ જણાવી ગયા નથી, તોપણ ગાથા પછીના જેમ વંદીદાદ તેમ ઇજ્શ્ને અને વીસ્પરદનાં ભણતરોમાં તેમજ યશ્તો જેવાં વધારે પાછળાં ભણતરોમાં પણ જ્રતોશ્ત તરફથી પુછવામાં આવેલા સવાલોના જવાબ હોરમજ્દ તરફથી આપવામાં આવ્યા હોય એવું જણાય છે. આવા સવાલ જવાબનાં આ ભણતરો મધેનું એક હોરમજ્દ યશ્ત છે, અને આપણ જોઇ શકિયે છિયે કે તે એકલા હોરમજ્દનીજ આરાધના અને યાદનું ભણતર છે, માટે તેને લગતા કલામો શુદ્ધ માંથ્રવાણીના વર્ગમાં મૂકી શકાય તેવા છે.

માંથ્ર સ્પેંતની ખુબી.

આ યશ્તમાં જ્રતોશ્તે શુરૂઆતમાંજ જે પ્રશ્ન પુછયો છે તે માંથ્ર સ્પેંતની ખુબી જાણવા માટેનોજ હતો. તેણે જાણવા માંગ્યું કે માંથ્રવાણીના અનેક ખુબીવાળા ભાગો છે તેઓ મધેનો કયો એવો ભાગ છે કે જે સૌથી સરસ હિમ્મત આપનારો, ફત્તેહ આપનારો, ઓરેહમંદ, અસરકારક, તનદુરસ્તી આપનાર, બુરાઓ તરફથી પોંહચતી ખરાબીઓને તોડનાર, મનને મદદ કરનાર, તથા જાનને પાકીજ્ગી બક્ષનાર છે? આ સવાલ ખુલ્લું સૂચવે છે કે જ્રતોશ્તે જાણવા માગેલી સર્વે ખુબીઓ અને ફાયદાઓ માંથ્ર સ્પેંત ધરાવી શકે છે માટે

તેવાં પવિત્ર વચનો કયાં કયાં છે તે જાહેર થવાં જોઇએ.

હોરમજ્દ અને અમેશાસ્પંદો.

આનો બહુ ટુંકો જવાબ હોરમજ્દ આપે છે, અને તે એ કે "અમો અમેશાસ્પંદોનાં નામો"; એટલે કે હોરમજ્દ પોતાનેબી અમેશાસ્પંદોમાં શામેલ રાખીને કહે છે કે આ સઘળા સાત અમેશાસ્પંદોનાં નામો ઉપલી સઘળી ખુબીઓ ધરાવનારાં છે.

અહીં આ ઉપરથી આપણે એમ નથી સમજવાનું કે હોરમજ્દ પોતે ખરેખર એક અમેશાસ્પંદ છે, અને અમેશાસ્પંદોનાં નામો તે સૌથી સરસ માંથ્રવાણી છે; કારણ કે તુરતજ જરતોશ્તે પુછેલા બીજા સવાલ ઉપરથી જણાય છે કે હોરમજ્દ પોતે કાંઇ ખરેખર અમેશાસ્પંદ નથી, અને જેઓને છ અમેશાસ્પંદો તરીકે અવસ્તાવાણીમાં માન સાથ યાદ કરવામાં આવ્યા છે તેમનાં નામો માત્ર ભણવા કે યાદ કરવાનું તે સાહેબ પોતાના પયગમ્બરને ફરમાવતોજ નથી. આ યશતમાં વધારે આગળ વધતાં (ફ૦ ૨૫ માં) જણાવવામાં આવ્યું છે તેમ જોતાં બેહમન, અર્દીબહેશ્ત, શેહરીવર, સ્પંદારમદ, ખુરદાદ અને અમેરદાદ એ સઘળાને માટે હોરમજ્દ જરતોશ્તને કહે છે કે તેઓ "મારી પેદાયશ" છે. આમ જોતાં અમેશાસ્પંદો હોરમજ્દથી નિરાળા છે, અને તેઓનો પેદા કરનાર તે સાહેબ પોતેજ છે. છતાં ગાથાની માંથ્રવાણીમાં પયગમ્બર સાહેબે આપણને શીખવ્યું છે કે આ સઘળા અમેશાસ્પંદો તે કોઇ જુદી શક્તિઓ રૂપે નથી, પણ તેઓ દાદાર હોરમજ્દના પોતાના નીતિગુણો છે અને તે સાહેબમાંજ ભળેલા છે.

જરતોશ્તે પુછેલાં સવાલો.

હવે જ્યારે જરતોશ્તે પોતાના પેહલા સવાલનો જવાબ મેળવ્યો ત્યારે તેને તે ખાતરી ભરેલો લાગ્યો હોય એમ જણાતું નથી. અમેશાસ્પંદો ભેગાં હોરમજ્દનાં નામને યાદ કરીને તે તે સાહેબને આરાધતો કે સંબોધતો નથી. તે તો નીચલી મતલબનો સીધો સવાલ પુછે છે અને તે હોરમજ્દનેજ

પુછે છે—અમેશાસ્પંદોને હોરમજ્દમાં ભળી ગયલા સમજીને હોય તેમ પુછે છે કે:—અય અશો હોરમજ્દ, તારૂં તે નામ કે જે સૌથી સરસ, સૌથી શ્રેષ્ઠ વગેરે છે તે તું મને કહી સંભળાવ, કે જે મારી હુશિયારીથી હું સમજીને, મારી અક્કલથી યાદ રાખીને, અને મારી જબાનથી ભણીને, હું તે નામની બરકતથી દેવોને, ખરાબ માણસોને, જાદુગરોને અને પરીઓને એવાં જેર કરૂં, એવાં કમજોર અને નાતવાન બનાવું કે તેઓ મધેનું કોઇબી મને દુઃખ નહિ દે.

હોરમજ્દ હસ્તી ધરાવે છે.

આ સીધા સવાલના જવાબમાં હોરમજ્દ જરતોશ્ત આગળ પોતાનાં નામોની એક ટીપ મૂકે છે, જેમાંનાં વીશ મૂખ્ય છે આ સઘળાં નામો અહીં રજુ કરવા કે પાછાં ઉતારવાની આપણી મતલબ નથી; પણ એટલું તો કહીશું કે એ નામો યાદ કરવાથી ભણનારને હિમ્મત આવે છે, અને તેનું મન પોતાના પેદા કરનાર તરફ આપોઆપ ખેંચાય છે. આમાનાં સૌથી પેહલાં નામ તરીકે હોરમજ્દ કહે છે, કે હું "હૈયાત છું;" યાને જેઓ એમ કહેતા હોય કે જગતના પેદા કરનાર જેવું કોઇ છેજ નહિ, પણ તમામ જાનદાર કે નિર્જીવ ચીજો આપોઆપ હસ્તીમાં આવેલી છે, તે ખોટું છે. આ નામ ઉપરથી અનેક ઇજ્દોને માનવા, આરાધવા અને મદદે બોલાવવાની જરૂર રેહતી નથી, કારણ કે જેમ અમેશાસ્પંદોને તેમજ ઇજ્દોને અને તેજ રીતે તમામ પેદાયશોને એકજ પરમશક્તિએ બનાવેલા છે, કે જે કોઇજ નહિ પણ હસ્તી ધરાવનાર હોરમજ્દ છે.

હોરમજ્દનાં નામો–તે પોતે કોણ છે.

હોરમજ્દ જરતોશ્તને ગણાવેલાં નામો મધેનાં બીજા નામ મુજબ તે સાહેબ સર્વવ્યાપક છે, એટલે તમામ સૃષ્ટિમાં તે પોતે ફરી વળેલો છે. જગત તેણે પેદા કીધેલું છે માટે જગતમાં તેનું અમૂક ઠામ ઠેકાણું હોઇ શકેજ નહિ. જગત તેનામાં સમાયલું છે. તે સઘળે છે–તે સઘળું છે–સઘળું તેનું છે–સર્વેમાં તે વસે છે. એ રીતે જોતાં જેમ અમેશાસ્પંદો

અને ઇજ્દો જેવી શક્તિઓમાં તે છે તેમ ઇનસાનોમાં પણ તે છે. છતાં કોઇપણ શક્તિ કે કોઇપણ ઇનસાન તે તે નથી.

હોરમજ્દ યશ્તમાં જણાવેલાં બાકીનાં નામો તરફ જોતાં અશોઇ, અક્કલ, ડાહપણ, વૃદ્ધિ, એ બધું જેમ હોરમજ્દ છે, તેમ વળી "બિન હરીફ," "જિંદગીનો બક્ષનાર," "પેદા કરનાર," "અજીત," અને "મહાજ્ઞાની," એ સઘળાં હોરમજ્દનાં નામો છે. તે સર્વ શક્તિમાન છે. (ઇજ૦ ૪૩-૪.)

આગળ ચાલતાં જણાવવામાં આવ્યું છે તેમ હોરમજ્દનું એક નામ "વૃદ્ધિ કરનાર માંથ્ર" છે. હવે વૃદ્ધિ કરનાર માંથ્ર-વાણીને એક બીજે ઠેકાણે (વંદી૦, પર૦ ૧૯, ફ૦ ૧૪) હોરમજ્દના રવાન યાને જાનની ઉપમા આપી છે, માટે તે ઉપમાને હોરમજ્દના આ "વૃદ્ધિ કરનાર માંથ્ર" નામથી ટેકો મળે છે. વળી તે સાહેબનું એક બીજું નોંધવાજોગ નામ આ છે કે તે પોતે રોશની છે—કુલ જગતની જે રોશની તે હોરમજ્દ પોતે છે.

માંથ્રવાણીનો એક મોતેબર વિભાગ.

હવે આ સઘળાં નામો યાદ થવાં જોઇએ. હોરમજ્દ જરતોશ્તને કહે છે કે જે શખ્સ આ સઘળાં નામો દિવસે કે રાતે કે હર વખતે ભણે, ઘરમાંથી કે ગામમાંથી કે દેશમાંથી બાહેર નીકળતી વેળા આ નામોનું સ્મરણ કરે, તો તેમ કરનારને દેવ દરૂજ કે દુશ્મન ઇજા કરી શકે નહિ. આ ઉપરથી જોવાનું છે કે કેટલીક વેળા આપણને અમૂક ઇજ્દોનાં નામોનું સ્મરણ કરવાની તાકીદ આપવામાં આવે છે, અને તેમને નામનાં પાટિયા ચોહડાવાનું આપણ સાંભળિયે છિયે, તેવું કશુંએ કરવાને બદલે હોરમજ્દ યશ્તમાં આપેલાં તે સાહેબનાં નામોનું સ્મરણ કરવું વધારે લાભકારી અને વધારે લાયક ગણાવું જોઇએ. એકજ ખુદા છે; તે અહુરમજ્દને નામે જાણીતો છે, તેને અશો પયગમ્બરે સૃષ્ટિના પેદા કરનાર દાખલ પેહલો જાહેર કીધો છે, તે સદા રક્ષણ આપે છે અને બીજા સઘળા ઇજ્દ અમેશાસ્પંદો તેનીજ પેદા કીધેલી શક્તિઓ છે, ત્યારે તેવી પેદા કીધેલી શક્તિઓના

પિતાને છોડી દઇને તેની કોઇપણ પેદાયશથી રક્ષણ ચાહવાની ખાહેશ કરવી એજ છે—તે હોરમજ્દનું બળ નહિ પીછાની શકવાની નબળાઇ છે—તે તો ખુદા પરસ્તીને બદલે "પેદાયશ પરસ્તી" જેવું કામ થઇ પડે. આવી ઇજ્દ પરસ્તીના પક્ષકારોને માટે હોરમજ્દ યશ્ત મધેનો છેલ્લો ફકરો અર્થસૂચક છે, કે જેમાં આ ભણતર રચનાર જણાવે છે કે—"જે પ્રમાણે હજાર માણસો એક માણસની ઉપર ચોકસી રાખી શકે છે તે પ્રમાણે દાદાર હોરમજ્દનાં નામો તેમનું સ્મરણ કરનારને દેવ દરૂજો અને દુરવંદો અને પાપી માણસોના અને ગનામીનોના હુમલા સામે રક્ષણ આપે છે." (હોર૦ ય૦, ફ૦ ૧૯). આ સઘળાં નામોની આરાધનાને લગતા જે માંથ્ર તે **પવિત્ર માંથ્રવાણીનો એક ભાગ છે.**

હોરમજ્દ અને જરતોશ્ત વચ્ચેના સવાલ જવાબ.

હવે અવસ્તાવાણીના બીજા અનેક ભાગોમાં હોરમજ્દ અને જરતોશ્ત વચ્ચે ઘણા સવાલ જવાબો થયેલા જણાવેલા છે, પણ તે ભાગો માથ્રસ્પેંતના વર્ગમાં મૂકી શકાય—યાને તેઓ પવિત્ર માંથ્રવાણી જેવા લેખી શકાય તેટલી બધી ઉંચ પંક્તિના તે નથી લાગતા. એ ભાગો વળી અશો જરતોશ્તના પોતાના રચેલા નથી તેથી પણ તેમના તરફ આપણું લક્ષ વધારે ખેંચાતું નથી. જગતના પેદા કરનારને તેના પયગમ્બરને નામે સવાલો પુછાય અને હોરમજ્દ તેમના જવાબો આપે—પછી તે ગમે તે બાબતના સવાલ જવાબ હોય—તો તેટલેથીજ તેવાં ભણતરની કીમતમાં માંથ્રવાણી તરીકે ઓળખાવા જેવો વધારો ગણી શકાય નહિ. પ્રથમ તો ખુદ સવાલ પોતેજ વજનદાર હોવો જોઇએ, અને તેનો જવાબ હોરમજ્દ શો આપે છે તે જાણવા માટે ભણતર ભણનારનાં મનમાં જિજ્ઞાસા ઉત્પન્ન થવી જોઇએ. એકબારગી સવાલનો જવાબ નહિ અપાયો હોય તોપણ ખુદ સવાલમાંજ હોરમજ્દ તરફનો જવાબ બેમાલૂમ રીતે સમાયલો જણાઇ આવે, તો તેવાં ભેદી ભણતર સ્વાભાવિક રીતે આપણું લક્ષ ખેંચી રાખે, અને તેનાં રહસ્યનો ઉંચો ખ્યાલ

આપણાં મનમાં પેદા કરે. તેવા ભેદી અર્થસૂચક સવાલો ગાથા-વાણીમાં છે, કે જે ખરેખરી માંથ્રવાણી કઇ પ્રકારની હોય તેનું આપણને જ્ઞાન કરાવે છે. તેમાં જરતોશ્તે પુછેલાં સંખ્યાબંધ સવાલો આપણુ જોઇયે છિયે, કે જેમાંના એકનો પણ જવાબ હોરમજદ તરફથી ફરી વળેલો પયગમ્બર સાહેબ પ્રમાણિકપણે જણાવી જતા નથી, તોપણ માત્ર તે જવાબ વિનાના સવાલો પોતેજ કેવા મોતેબર છે, અને આપણાં જિગરનાં ઉંડાણમાં કેવા ઉતરી જાય છે, અને કેવા આપણને ઇંતેજાર બનાવીને ગોયા એમ સૂચવે છે કે આવા સવાલોના જવાબ આપણા અંતઃકરણ-માંથીજ નીકળવા જોઇએ અને તે આપણે પોતેજ શોધી કાહડવા જોઇએ!

આપણે આગળ ઇશારો કરી ચૂકયા છિયે કે જરતોશ્તને માંથ્રવાણીનો બનાવનાર કહ્યો છે (સફે ૩૭). હવે જ્યારે એમ છે ત્યારે તો જરતોશ્ત પછીના કોઇપણ અવસ્તા **માંથ્ર** હોય, પણ **માંથ્રવાણી** હોઇ ન શકે. આપણને જણાવવામાં આવ્યું છે કે પયગમ્બર જરતોશ્તને તમામ માંથ્રવાણી તથા દીનનાં પવિત્ર કલામ સંભળાવવામાં આવ્યાં હતાં (ફર૦ ય૦ ફ૦ ૯૧). એટલે કે દાદાર હોરમજદ સાથે જરતોશ્તને દીન યાને કાયદા જાહેર થાય તે આગમજ થયલી ગયબી, યાને મનકલ્પિત, મુલાકાત વેળા આ કાયદા બાબેના સર્વે પવિત્ર કલામો હોરમ-જદ તરફથી તે સાહેબના પેગામી સરોશ મારફતે પોંહચાડવામાં આવ્યા હતા, અને આ ખુદાઇ જ્ઞાન (યાને સરોશ) જરતોશ્તે બેહમન (યાને અક્કલ)ની મારફતે સાંભળી લીધા હતા અને તેમ કરીને તે પોતે તે જ્ઞાનથી વાકેફ થયો હતો, અને ત્યાર-બાદ તેણે તે કલામો દુનિયાનાં લોકોમાં જાહેર કીધા હતા, કે જેમને માટે જણાવવામાં આવ્યું છે કે આ કલામોવાળી "માંથ્રવાણી સારી રીતે અને પૂર કાબેલ્યતથી તથા ડાહપણથી રચેલી છે" (વીસ્પ૦ ક૦ ૧૯, ફ૦ ૨). અને વળી એમ પણ તાકીદ આપવામાં આવેલી છે કે "જો કોઇ હમદીન કે ભાઇ કે દોસ્ત અક્કલની શોધમાં નીકળ્યો હોય તો તેને પવિત્ર માંથ્ર યાદ

કરાવવા અથવા શીખવવા," (મોટી હપ્તન યશ્ત કં૦ ૧ ફ૦ ૬). કેમ કે આ માંથ્રવાણી તે દીનનો કલામ અને દીનનું ફરમાન છે. તે કલામો જરતોશ્તની રચેલી ગાથાવાણીમાં જળવાયલા છે. તે કલામો જગતમાં આશ્કારા કરવા માટે જરતોશ્ત હોરમજ્દની પરવાનગી અથવા મદદ માંગે છે. જરતોશ્તની આગમજ અનેક દીનદાર મહા પુરૂષો થઇ ગયા હતા, જેઓએ દુનિયાને ફાયદો થાય એવાં આબાદીનાં અને નેક મનશ્નીનાં પોતાનાં કામોને લીધે "સોશ્યંત"નું ઉપનામ મેળવ્યું હતું તેવા નવ સોશ્યંતોનાં નામો આપણી કને મોજુદ છે, અને પોતાને તેવા દશમા સોશ્યંત ગણવા ગણાવવાની જરતોશ્તની ખાહેશ જણાય છે (ઇજ૦ હા, ૨૮, ફ૦ ૯).[1] તેવા એક સોશ્યંત દાખલ દુનિયાનાં લોકોને હોરમજ્દી દીનનો પેગામ પોંહચાડનાર થવાની તેની ખાહેશને પરિણામે ગાથાવાણીનાં ગાયનો રચાયલાં હોવાં જોઇએ.

ત્યારે તેવાં જે ગાયનો તે "માંથ્રવાચ"–માંથ્રવચન–માંથ્રવાણી છે; તેજ માંથ્ર સ્પેંત—પવિત્ર મંત્રો છે; ભૂત પલીદ કે દેવદેવી કે જાદુ ટોણા જેવી કોઇપણ બુરી ચીજને યાદ નહિ કરતાં, બુરા લોકો યા તેમની બુરાઇને યાદ નહિ કરતાં, તેમનાથી દુનિયાની આબાદીના માર્ગમાં ખલલ નહિ થવા દેતાં, તેમની નાબુદીની ઇચ્છા કરવી, તેમને હટાડવા કે મારવા માટે હોરમજ્દની યાદ ધરવી, તેને આરાધવો, તેની પરસ્તેશ કરવી, અને તે માટેનાં ગાયનો ગાવાં, વચનો ઓચરવાં, પવિત્ર માંથ્ર યાને મંત્રો ભણવાં, તેજ માંથ્રવાણી છે. ભલી દીનનાં કે ભલા તરીકાનાં કે હોરમજ્દને પીછાણનારાં લોકોના બચાવ અને સુધારા વધારા અને ઉન્નતિ તથા બુલંદીને માટે જેઓ જગતના પેદા કરનારને યાદ કરે છે, તેનીજ આરાધના કરે છે, તેનીજ મદદ માંગે છે, તેનીજ પરસ્તેશની જરૂર બતાવીને તેનો ફેલાવો કરવા ઇચ્છે છે, અને એ રીતે બદ માણસો તથા તેમનાથી હસ્તીમાં

---

૧. શેઠ ખ. રૂ. કામાનું જરતોશ્તનામું–એરવદ તે૦ દી૦ અંકલેસરીઆએ પ્રગટ કરેલી બીજી આવૃત્તિ પાનું ૧૮૩–૮૪.

આવતી બહીના માર્ગથી દુનિયાનાં ભુલાં પડેલાં લોકોને પાછાં ફેરવી સીધા અને ખુદા પરસ્ત માર્ગ ઉપર તેમને લાવવા માટે જેઓ પ્રયત્ન કરી ગયા છે તેઓ "સોશ્યંત" છે, અને તેવાઓનાં રચેલાં જે વચનો તે માંથ્રવાચ યાને માંથ્રવાણી છે. ઉપલાં અને એવાંજ બીજાં નેકી નીતિનાં કાર્યો બજાવી હોરમજ્દને ખુશનૂદ કરવા અને અંતે તેનાં રોશન રાજ્યમાં તે સાહેબને જઇ મળવાની ખાહેશ ધરાવતા હોય તેઓજ "માંથ્રવાક" યાને પવિત્ર મંત્રો જાહેર કરનારા હોય છે—તેઓનાંજ મૂખમાં માંથ્રવાણી હોય છે. જેમ સઘળાં મંત્રો પવિત્ર હોતાં નથી, તેમ તે ભણનારા સઘળા લોકો "માંથ્રવાક" હોતા નથી. એ ઉપરથી તમે જોશો કે **સઘળાં** અવસ્તાઇ ભણતરો **માંથ્રવાણી** નથી. તેઓ પવિત્ર હશે, પણ માંથ્રવાણી સૌથી વધારે પવિત્ર છે. જે ખરૂં ભણતર તે માંથ્રવાણી છે; દુનિયાના ફાયદા માટેનું જે ભણતર તે માંથ્રવાણી છે.

આ અને એવીજ બીજી ઉંચ નેમોને નજરમાં રાખીને અશો જરતોશ્તે ગાથાવાણી રચી છે, કે જેના ઘણા ખરા કલામોની ઉંચી નીતિને માટે, ઉંચા આદર્શોને માટે, બિનસ્વાર્થિ તથા પરમાર્થિ હેતુઓને માટે તેમની જાબજા તારીફ થઇ છે અને તેમને "પવિત્ર માંથ્ર"ની લાયક ઉપમા મળી છે. તેમાં છે તેવો બુલંદ હેતુ અવસ્તાવાણીના બીજા ભાગોમાંથી થોડોજ મળી શકે. આમ કહીને તેવા ભાગોને હું તરછોડવા કે ઉતારી પાડવા માંગતો નથી, પણ તે સર્વેમાં ગાથાના કલામોની સરસાઇ દેખાડી આપવા માગું છું.

ગાથાઇ કલામો ઉત્તમમાં ઉત્તમ કાવ્યો છે તેટલા માટેજ તે પવિત્ર છે; તે પાક અને નેક અને ફાયદેમંદ વચનો છે તેટલા માટેજ તેમને આપણ વખાણિયે છિયે, ભણિયે છિયે, યાદ કરિયે છિયે અને તેમનો ફેલાવો કરવાને આતુરતા ધરાવિયે છિયે. એ માંથ્રવાણી જરતોશ્તનો ધર્મ હતી—એ માંથ્રવાચ જરતોશ્તી મજહબનો અર્ક છે—એ માંથ્રવાણીની સાદાઇ, સચ્ચાઇ અને પ્રમાણિક નિષ્ટાને લીધેજ હજારો વર્ષોથી જરતો-

શ્તનો ધર્મ આજસુધી જીવતો જાગતો અને વખણાતો રેહવા પામ્યો છે. હોરમજ્દની હસ્તીના, સ્તુતિના, મદદગારીના સંખ્યાબંધ કલામોથી ગાથાવાણી ભરપુર છે, માટેજ આપણ તેને "પવિત્ર માંથ્ર" ગણિયે છિયે, અને પાછળી અવસ્તાવાણીમાંથી મળતા એજ ઉમદા મતલબના કેટલાક કલામોને પણ આપણ માંથ્રવાણી ગણવા અને ભણવા અને માન આપવાની કહીં પણ ના પાડીશું નહિ. સારાંશ એજ કે હોરમજ્દની પાછાણ અને પરસ્તેશના જે જે કલામો ગાથાવાણીમાં છે અને અવસ્તાઇ ભણતરોમાં છે, તે સઘળા માંથ્ર સ્પેંત છે—માંથ્રવાચ છે. તેમના થોડાક નમૂના આપીને આપણ આ વિષય ખતમ કરીશું.

# માંથ્રવાણીના થોડાક કલામો.



"અય હોરમજદ! જ્યારથી તને મેં મારી આંખમાં રાખ્યો છે ત્યારથી હમેશાં સર્વેથી પેહલો, પાક મનશ્નીથી પરસ્તેશ કરવા લાયક, ભલાં મનનો પિતા, રાસ્તીનું ખરૂં મૂળ, તથા આ દુનિયાનાં તમામ કામો ઉપર સાહેબી ભોગવનાર તરીકે મેં તને ગણ્યો છે." (ગાથા: ઇજશ્ને હા ૩૧, ફકરો ૮.)

"સંપૂર્ણ મનશ્ની, અય હોરમજદ તારી છે, દુનિયાને બનાવવાની મીનોઇ અક્કલ તારી છે, જે શખ્શ ઉદ્યોગથી પોતાની જિંદગી ગુજારે અથવા જે ઉદ્યોગી નહિ હોય તેને માટે (ઘટતો બદલો મેળવવાનો) માર્ગ તેં મુકરર કીધો છે." (ગાથા: હા ૩૧, ફ૦ ૯.)

"અય હોરમજદ! જ્યારે પેહલાં તેં તારી વિચાર શકિતથી તમામ જાનદાર ચીજો તથા તેઓને માટેના કાયદા બનાવ્યા, ત્યારે તેં અમને હાડમંદ જિંદગી તથા અક્કલ બક્ષી, તે સાથે વળી કામ કરવાની શક્તિ તથા ધર્મનાં ફરમાનો આપ્યાં." (ગાથા: હા ૩૧, ફ૦ ૧૧.)

"ખાલેસ પરસ્તેશ કરનાર તરીકે રાસ્તીની મારફતે તથા ઘણીજ ને નિયતથી, અય હોરમજદ! તને હું પોતે હરદમ યાદ કરૂં છું, કે તેથી હું મારી મોરાદ મુજબનું ધારેલું કામ પાર પાડું. તારા તરફથી, અય હોરમજદ! હું તારાં દર્શન અને દીન બાબે તારી સાથ વાતચીત એવી બે બક્ષેશ માગું છું" (ગાથા: હા ૩૩, ફ૦ ૬.)

"અય હોરમજદ! તને હું પુછું તે તું મને ખરૂં કેહજે, કે જમીન તથા આસ્માનને નીચે પડી જવાથી કોણ ટકાવી રાખે છે? પાણી તથા ઓરવરો કોણે બનાવ્યાં? પવનને તથા વાદળાને કોણે ઝડપ બક્ષી? કોણ, અય હોરમજદ! ભલાં મનનો પેદા

કરનાર છે?" (હા ૪૪, ફ૦ ૪.) "કિયા કારીગરે રોશની તથા અંધારૂં બનાવ્યું? કિયા કારીગરે ઉંઘ તથા જાગ્રતી બનાવી? કોણે સહુવાર, બપોર તથા રાત પેદા કીધાં?" (હા ૪૪, ફ૦ ૫.) "કોણુને માટે આ ખુશહાલી ઉપજાવનારી દુનિયા તેં પેદા કીધી?" (હા ૪૪, ફ૦ ૬.) "મારૂં રવાન કયી ભલાઇ અથવા નેકીથી ખુશહાલી પામશે, કે જેથી તે પોતાની મોરાદ હાંસેલ કરે?" (૪૪-૮.) "જે માણસો સાથે હું વાતચીત કરૂં છું તેઓમાં રાસ્ત કોણ છે અથવા દુષ્ટ કોણ છે—તે બેમાંથી કોણુની તરફ ગનામીનો છે—તે બેમાંનો કયો શખ્સ પોતે હારેમન જેવો છે—જે દુષ્ટ મને તથા તારી નિયામતોને વગોવે છે તે શા માટે ગનામીનોને લગતો ગણાતો નથી?" (૪૪-૧૨.)

"અય હોરમજ્દ! જ્યાં સુધી હું તને વખાણું છું તથા તારી કીર્તિનાં ગાયન ગાઉં છું ત્યાંસુધી તારી પાદશાહીની શોભામાં તથા તેને માટેની ખાહેશમાં હું મશઘુલ થાઉં છું." (૪૩-૮.)

"મને બોધ આપનાર તરીકે, અય હોરમજ્દ! તને હું પસંદ કરૂં છું." (૪૬-૩.)

"અય હોરમજ્દ! રાસ્તી અને નેક મનશ્નીની મારફતે તારી ભક્તિના ફાયદાકારક, મજબૂત તથા ઉસ્તવાર માર્ગો તરફ પોંહચીને હું તારી ઉપરજ મારૂં ચિત્ત લગાડું છું; માટે તું મારી રેહનુમાઇ કર અને મારો મદદગાર થા." (૫૦-૭.)

"અય હોરમજ્દ! મારા ખેશીઓએ તથા ફરમાન બરદારોએ મને છોડી દેવાથી હવે હું કયી જગાએ વળણ લેઉં-કયી તરફ જાઉં? ધંધાદારીઓ કે દેશના પાપી જુલમગારો, એઓમાંનું કોઇબી મને રાજી રાખતું નથી; ત્યારે હવે, અય સાહેબ! હું તને કેવી રીતે ખુશહાલ કરીશ?" (૪૬-૧.) "જ્યારે મેં એ બિના જાણી ત્યારે, અય હોરમજ્દ! હું ઘણોજ નાસુરાદ થયો. મને ટુક સંપતિ છે, તેમજ વળી મારા સાથી પણ થોડાજ છે; માટે હું તને નમનતાઇથી અર્જ કરૂં છું કે તું મારી આ હાલત ઉપર નેગાહ કર, તથા જેમ એક દોસ્ત બીજા દોસ્તને દિલાસો

થઇ શકે તેમ તારી તરફનો દિલાસો હું માગું છું. રાસ્તીની મારફતે ભલાં મનની દોલત (કેમ હાંસેલ કરવી તે) તું મને શીખવ." (૪૬-૨.)

"જ્યારે કોઇ દુષ્ટ માણસ કીનો લેવાને મારી ઉપર ડોળા કકડાવે ત્યારે, અય હોરમજ્દ! મને તથા મારા લાગતાવળગતાઓને (તારા સિવાયે બીજો) કિયો શખ્સ બચાવ આપશે?" (૪૬-૭.)

"અય હોરમજ્દ! રાસ્તીની મારફતે તારી ખાહેશ તૃપ્ત કરવાને હું ઇચ્છું છું; મારી અક્કલ તથા મનશ્નીનો ઠરાવ એજ છે." (૪૬-૧૮.)

"જ્યારે તને, અય હોરમજ્દ! દુનિયાની પેદાયશમાં સૌથી ચઢતો મેં જોયો ત્યારે તને મેં ખચીત આબાદી કરનાર ગણ્યો." (૪૩-૫.)

"જે કામ, જે સખુન, તથા જે ભક્તિને લીધે અમોને અમરપણું (યાને મીનોઇ જેહાનનું સુખ), રાસ્તી, હકુમત તથા સુખાકારી મળે છે તે, અય હોરમજ્દ! સૌથી પેહલાં તને હું અપર્ણ કરૂં છું." (૩૪-૧.)



# સરોશ અને મેહર

## તેમનાં નામો અને કામો સંબંધી નવા ખુલાસાવાર અર્થો અને ટીકા રૂપી નવી સમજણ.



મી૰ ધનજીશાહ મે૰ માદન કૃત

"Discourses on Iranian Literature" મધેનાં

"સરોશ" અને "મેહર" આબેનાં બે ભાષણોનો

**ગુજરાતી તરજુમો.**



તરજુમો કરનાર:—**પા. બ. દેશાઇ.**



૧૯૩૧.

# ખુલાસો.

—:o:—

પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબોની ફરમાશથી, સર જ૦ જી૦ જરતોશ્તી મદ્રેસાના વિદ્યાર્થિઓની આગળ, મી૦ ધનજી-શાહ મેહરજીભાઇ માદન, એમ. એ., ઍલઍલ. બી., એડવોકેટ, હાઇકોર્ટ, મુંબઇ, એઓએ સન ૧૯૦૯ ના માર્ચ માસમાં તેમના અભ્યાસમાં મદદગાર થઇ પડે એવી બાબતો ઉપર ઇંગ્રેજીમાં ચાર ભાષણો આપ્યાં હતાં. આમાંનાં બે નીચલી ઉપર હતાં:—

Lecture II.—Exposition regarding Knowledge and Inspiration—or *Sraosha.*

Lecture III.—Exposition regarding Love—or *Mithra.*

યાને—

ભાષણ બીજું—જ્ઞાન અને બશારત સંબંધી ખુલાસો—અથવા **સરોશ.**

ભાષણ ત્રીજું—પ્રેમ સંબંધી ટીકારૂપી બયાન અથવા **મિથ્ર (મેહર).**

ઉપલા બંને ભાષણોનો ગુજરાતી તરજુમો આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. **સરોશ** તથા **મેહર**ના સંબંધમાં જે સામાન્ય માન્યતા છે તે ઉપર નવી રોશની ફેંકનારાં, અને એ બંને શબ્દોના અર્થોની નવી સમજણ આપનારાં આ બંને ભાષણો હોવાથી, તેમનું ગુજરાતી ભાષાંતર જરતોશ્તીઓને માટે જાણવાજોગ થઇ પડશે, એવા હેતુથી **રાહનુમાએ માજદયસ્નાન સભાએ** આ તરજુમો સેહલ સલીસ અને શુદ્ધ ઇબારતમાં કરવાનું કામ મી૦ પા૦ બ૦ દેશાઇને સોંપ્યું હતું તે મુજબ યથા શક્તિ તે બજાવવામાં આવ્યું છે.

મી૦ માદને પોતાનાં ભાષણોવાળાં પુસ્તકના દીબાચામાં જણાવ્યું છે કે આ ભાષણોમાં આપેલા વિચારો છેવટના નથી અને વિષયોની આપવામાં આવેલી સમજણ સંપૂર્ણ નથી, તોપણ ત્યાં જે સૂચનાઓ કરવામાં આવી છે તેમને અનુસરીને આગળ વધવાને વિદ્યાર્થિને બની આવે અને ખરી બિના પોતાની મેળે શોધી કાઢવાને તેમને મદદગાર થઇ પડે એવા ઇરાદાથી, ઉપલાં ચારે ભાષણો આપવામાં આવ્યાં હતાં. અને **રાહનુમા સભાએ** તેવાજ ઇરાદાથી ઉપર જણાવેલાં બંને ભાષણો કે જે રસિલાં અને મનન કરવાજોગ છે તેમનો તરજુમો પોતાને ખર્ચે છપાવી જરતોશતીઓના ઉપયોગને માટે પ્રગટ કર્યો છે.

મુંબઇ, તા૦ ૪ થી ઑગસ્ટ ૧૯૩૧.

**શીરીન કે. ન. કાબરાજી,**
રા. મા. સભાની સેક્રેટરિ.



# જ્ઞાન અને બશારત સંબંધી ખુલાસો

અથવા

# સરોશ.

આગમજથી જાહેર કીધા પ્રમાણે આજ સાંજે તમારા ધર્મની કેતાબોમાં જ્ઞાન અને બશારત બાબે જે ખુલાસો મળી આવે છે તે વિષે તમારી સન્મૂખ મારા વિચારો હું જાહેર કરવા માગું છું. આ ખુલાસા સાથ મેં સરોશનું નામ જોડયું છે, કે જે શબ્દ જ્ઞાન અથવા બશારતનો ખ્યાલ ઉભો થતો સૂચવે છે, તે, જુદા જુદા જે જે ફકરાઓમાંથી આ બોલ (સરોશ) મળી આવે છે તેમનાં પૃથક્કરણ અને એકીકરણ ઉપરથી દેખાડી આપવાની તજવીજ કરીશ. મને લાગે છે કે આમ સાબેત કરવા જતાં મારૂં કામ મુશ્કેલ થઇ પડશે, કારણ કે ચાલતી આવેલી રૂઢિ પ્રમાણેનો આ શબ્દનો અર્થ, તેમજ કેટલાક ભણેલા ફર્હંગ બનાવનારાઓએ તેનો જે ખુલાસો આપ્યો છે તે, બતાવે છે કે **સરોશ** એક ફરેશ્તો છે કે જેનું અમૂક કાર્ય આ દુનિયામાં તાબેદારીનો વધારો કરવાનું અને એશમ નામના ગુસ્સાના દેવની સામે લડત ચલાવવાનું છે. ચાલતી આવેલી રૂઢિ પ્રમાણે પેહલવી જબાનમાં રચાયલાં અને બીજાં પાછળાં લખાણોમાં સરોશ ને બીજાં કામો બજાવતો પણ દેખાડવામાં આવ્યો છે, પણ અવસ્તાઇ અસલ લખાણોની સમજણ આપવામાં તો મારી જાણ પ્રમાણે ધર્માભ્યાસીઓએ સરોશ શબ્દનો અર્થ એકસરખી રીતે "તાબેદારી" નોજ કીધો છે. પણ સરોશનો હું જે અર્થ ઉઠાડવા માગું છું તે ખરો છે એમ સાબેત કરવાની કોશેશ કરતી વેળા હું જેમ આડકતરી

તેમજ સીધી (યાને વાસ્તવિક) એ બંને રીત વાપરીશ. હું બતાવી આપીશ કે જુદા જુદા અસલ ફકરાઓમાં જ્યાં જ્યાં **સરોશ** નામ આવે છે ત્યાં ત્યાં તેનો અર્થ "તાબેદારી"નો કરવા જતાં મોટે ભાગે તમો તેની અક્કલ પસંદ મતલબ ઉઠાડી શકતા નથી, અને બીજા હાથ ઉપર આ શબ્દનો અર્થ જો "જ્ઞાન"નો લેશો તો ઉપર ઇશારો કરેલા ફકરાઓનો ખરો ભાવાર્થ સમજી લેવાને તમો પુરતા શક્તિમાન થઇ શકશો.

પાછળાં ધાર્મિક સાહિત્યમાં, કે જ્યાં **સરોશ** ઇજ્દના સંબંધમાં અલંકારિક ઇશારાઓ મળે છે ત્યાં આ ઇજ્દને કયા કયા અગત્યનાં કામો બજાવતો વર્ણવવામાં આવેલો છે તે હું સૌથી પેહલાં બતાવવા માગું છું. ત્યાં તમને એવું જણાવવામાં આવેલું છે કે **સરોશ** રાત દાહડો આલમનાં લોકોની પાસબાની કરે છે. હવે જો **સરોશ**નો અર્થ "તાબેદારી"નો લઇયે તો "તાબેદારી" રાત ને દાહડો ઇનસાનની તકેદારી કેમ કરી શકે તે હું સમજી શકતો નથી. પણ એને બદલે એમ સમજો કે **સરોશ**ની સમજણ તમો જ્ઞાન અથવા બશારતની ઉઠાડો છો, તો પછી તમે કહી શકશો કે જે ઘણી જ્ઞાની હોય અથવા જેના ઉપર બશારતની બક્ષેશ થઇ હોય તે જેમ દિવસે તેમજ રાતે સલામત છે, કારણ કે તે પોતાનાં જ્ઞાનનાં બળથી પોતાની સામે આવનારી કોઇપણ મુશ્કેલીઓની સામે થઇ શકે. વળી તમો બીજી રીતે એમ સમજો કે **સરોશ** દાદાર હોરમજ્દનો પેગામી છે, અને તેની મારફતે હોરમજ્દ પેગમ્બર જોગો ખુદાઇ પેગામ મોકલે છે. આવી કોઇપણ બશારત "તાબેદારી" મારફતે મળી શકતી નથી, પણ જ્ઞાનથી તેમ બની શકે છે, માટે તમો જો **સરોશ**નો અર્થ બશારતનો લેશો તો તમો કહી શકશો કે ઇનસાન ખુદા તરફનો પેગામ પોતાનાં જાતી જ્ઞાન (હૈડાંની હુશિયારી) થી અથવા જેને આપણ સાધારણ રીતે "બશારત"નું નામ આપિયે છિયે તે વડે મેળવી શકે છે. વળી સરોશ અગત્ય કરીને ઉંઘતી વેળા ઇનસાનનું રક્ષણ કરે છે એમ પણ તમને સમજાવવામાં આવે છે; પણ સવાલ એ છે કે ઉંઘમાં પડેલો

માણુસ તાબેદારી શી રીતે બજાવી શકે? તે ઉંઘતો હોય તે વેળા તાબેદારી મારફતે તેને કોઇપણ જાતનું રક્ષણ શી રીતે મળી શકે? પણ ધારો કે આનો જવાબ તમો એવો આપો કે આ તો અલંકારિક ભાષા છે અને એની સમજણ તો એવી લેવાની છે કે જ્યારે આદમી તદન ગભરાઇ ગયો હોય અથવા મુશ્કેલીમાં આવી પડયો હોય ત્યારે **સરોશ** તેને પનાહ આપે છે. હું માનું છું કે જ્ઞાન અથવા બશારતની મારફતે ઇનસાન આવી પડેલી મુશ્કેલી વેળા ખરી પનાહ મેળવે છે, પણ તાબેદારીની મારફતે તે તેમ કરી શકતો નથી, એમ તમો કબુલ કરશો. અહીં હું એક પળ થોભીશ, મેં આ થોડાક જાણવાજોગ વિચારો તમારી આગળ મારા વિષયના દીબાચા દાખલ રજુ કીધા છે, અને મારી ખાતરી છે કે **સરોશ** શબ્દનો ભાવાર્થ સમજાવવા માટે તેના ટેકામાં હું જે દલીલો તમારી સન્મૂખ રજુ કરવા માગું છું તે ઉપર તમો નિષ્પક્ષપાત લક્ષ આપશો.

પ્રથમ હું આ શબ્દની વ્યુત્પત્તિ સમજાવીશ. હું માનું છું કે સ્રુ=સાંભળવું એ ધાતુ ઉપરથી આ નામ બનેલું છે અને તેનો બોલેબોલ અર્થ "સાંભળેલું" અથવા "સાંભળવાનું હોય તે" એવો થાય છે, તે બાબતમાં સઘળા અભ્યાસીઓ એકમત છે. એ પ્રમાણે "**સ્રઑષ**" (સરોશ) શબ્દનો અર્થ મૂળમાં સાંભળવા માટેનો મનસ્થ ખ્યાલ થતો હતો તેને ત્યારબાદ સાંભળવાના આકાર ધરાવનારા પદાર્થનો કરવામાં આવ્યો, અને છેલ્લે એ અર્થને વધારે લંબાવીને સાંભળનારે મેળવેલું જ્ઞાન અથવા તેને મળતી બશારતનો કરવામાં આવ્યો. હું એમ સાબેત કરવા માગું છું કે આ ભાવાર્થ ઉપર આવવામાં વ્યુત્પત્તિ અથવા ભાષાશાસ્ત્રના કોઇપણ નિયમનો ભંગ કરતો નથી. હું ફક્ત એટલુંજ સૂચવું છું કે આ શબ્દોનો મૂળ અર્થ કે જે પ્રથમ મનકલ્પિત હતો તેને, કોઇ ચીજનો આકાર ધરાવનાર પદાર્થનો કરવાનું બંધબેસતું લાગ્યાથી, પાછળથી છોડી દેવામાં આવ્યો હતો. તોપણ અવસ્તાઇ લખાણોમાં તમને એક ફકરો એવો જણાશે કે જ્યાં **સરોશ** શબ્દનો અસલ અર્થ સાંભ-

ળવું એવો કરવામાં આવ્યો છે. ઇજશ્નેના ૪૫ મા હાના ૫ મા ફકરામાં "સૅરઑશ્મ્" શબ્દ આવે છે તેનો અર્થ માત્ર મન કલ્પિત સાંભળવું એવો થાય છે, તોપણ તેનો અર્થ સામાન્ય રીતે "તાબેદારી" કરવામાં આવતો તમારા જોવામાં આવશે. મજકુર ફકરો અસલમાં આ પ્રમાણેનો છેઃ—

"અત્ ફ્વક્ષ્યા હ્યત્ મોઇ મ્રઑત્ સ્પૅન્તોતેમો,
વચે સ્રુઇદ્યાઇ હ્યત્ મરૅતઍઇબ્યો વહિશ્તૅમ્
યોઇ મોઇ અહ્માઇ સૅરઑશૅમ્ દાન્ ચયસ્ચા
ઉપા-જિમૅન્ હઉર્વાતા અમૅરૅતાતા
વંઘ્રહેઉષ્ મન્યેઉષ્ શ્યઑથ્નાઇષ્ મજ્દાઓ અહુરો."

અહીં જરતોશ્ત પોતાના શ્રોતાજનોને ખુલ્લું એમ જાહેર કરે છે કે "હું તમને કોઇક વાત એવી કેહવા માગું છું કે જે સાંભળવા યોગ્ય છે. હું તમને એમ નથી કેહવા માગતો કે હું જે કાંઇ કહું તે તમારે માન્ય રાખવું. ના—હું તમને તેજ કેહવા માગું છું કે જે ઇનસાનો સાંભળે તો સારૂં એવું હોરમજદે જાહેર કીધેલું છે." આ ઉપરથી તમે જોશો કે અહીં તાબેદારીનો ખ્યાલ વચમાં લાવવાનું કશું કારણ નથી. ઉપલા ફકરામાં આવેલા "સૅરઑશૅમ્" શબ્દનો અર્થ જેઓ "તાબેદારી" નો કરે છે તે એવું અનુમાન ખેંચવાને કારણ આપે છે કે "જેઓ જરતોશ્તના તાબામાં રેહ છે તેમને સુખ અને અમરગી હાંસલ થાય છે." હવે પ્રથમ તો જરતોશ્તનાં કોઇપણ શિક્ષણમાંથી વાજબીની રાહે આવું અનુમાન ખેંચી શકાતુંજ નથી, કારણ કે તે સાહેબ તો પોતાના સાંભળનારાઓને હંમેશ એમજ કેહતો રહ્યો છે કે તમોએ કોઇએ હું જે કાંઇ કહે તેને તાબે થવાનું નથી, પણ તમારી બુદ્ધિ જે કેહ તેને તાબે રેહવાનું છે. તે સાહેબ જે કાંઇ માગે છે તે એટલુંજ છે કે તેના સાંભળનારાઓએ તેના સખુનો ધીરજથી સાંભળવા. તે પોતાના શ્રોતાજનોને સદા એમજ કહે છે કે હું જે કાંઇ કહું તેનાં ખરાંખોટાંનું તોલ તમારી અક્કલ વાપરીને કરજો અને તે પ્રમાણેજ વર્તજો. બીજા હાથ ઉપર ઉપલા ફકરાની સમજણ ખુલ્લી એવીજ

ઉઠે છે કે સુખ અને અમર્ગી લોકોને ભલાં મનથી બજાવેલાં કાર્યો મારફતે મળે છે—પણ જરતોશ્તના સખુનો તરફ તાબેદાર રેહવાનું તે કાંઇ પરિણામ નથી. ગાથાવાણીના ઉપલા શ્લોકનો જે અર્થ ઉઠાડવાનો છે તે એ છે કે ઇનસાનોને માટે સાંભળવા અને મનન કરવા જોગ સર્વેથી ઉત્તમ અને લાભકારી ધડો આ છે કે ભલાં કામો મારફતે માણુસ અમર્ગી હાથ કરે છે.

ગાથામાંથી આ ફકરો તમો સન્મૂખ મેં રજુ કીધો તે આગમજ **સ્રઑષ** શબ્દના ધાતુ ઉપરથી નિકળતા તેના અર્થની ઉત્પત્તિ બાબે હું બોલતો હતો. એક પળમાં તમો જોઇ લેશો કે તાબેદારીનો વિચાર એ શબ્દના મૂળ અર્થ ઉપરથી કેવી રીતે ઉત્પન્ન થયો છે. માત્ર "સાંભળવું" એવા ખ્યાલને "નમનતાઇ અને તાબેદારીથી સાંભળવા"ના અર્થ સુધી લંબાવવામાં આવ્યો છે, અને પાછળથી વળી "સાંભળવા"ના વિચારને "તાબે-દારી"ની તરફેણમાં છોડી દેવામાં આવ્યો છે. હવે એક શબ્દના અર્થને તેના ધાતુ સુધી એવી રીતે લઇ જવો કે તમો છેવટે એવા સારાંશ ઉપર આવો કે તે શબ્દનો અસલ અર્થ સદંતર બેમાલુમ થઇ જાય, તો અસલ અર્થ શોધી આપવાની તમારી એ રીત સદંતર અસાધારણ ગણાય. તેમ છતાં અગરજો જ્યાં જ્યાં આ તકરારી શબ્દ ("સ્રઑષ") મળી આવતો હોય ત્યાં ત્યાં સઘળા ફકરાઓમા તેનો અર્થ એકસરખી રીતે લાગુ પાડી શકાતો હોય તો ઉપલી રીતની સામે મને કશો વાંધો નથી. કોઇ કોઇ ફકરાઓમાં **સરોશ** બાબે જાહેર કરવામાં આવેલા વિચારો સાથ "તાબેદારી"નો અર્થ કેવી રીતે બંધબેસતો થઇ શકતો નથી, તે હું ઉપર શુરૂઆતમા જણાવી ચુકયો છું.

હવે હું આ તકરાર બીજી રીતે સમજાવીશ. તમો જાણો છો તેમ અવસ્તાવાણીમાંથી મળી આવતાં નામોવાળા જુદા જુદા અનેક ઇજદોમાંથી માત્ર એકલા સરોશનુંજ નામ ગાથા-માંથી મળે છે. એટલા માટે તમારી નજરમાં આ ઇજદ કાંઇક અગત્યતા ધરાવતો, અને ગાથામાં ભાર મૂકીને જાહેર કીધેલા કોઇક અગત્યના વિચારોની સમજ આપતો જણાશે. તાબેદારી

બેશક એક સદ્‍ગુણ છે, તોપણ જો તમો તમામ ગાથાવાણીમાં તપાસ કરશો તો તમને ઉદ્યોગીપણાંની તરફેણમાં અને નિરૂદ્યોગીપણાંની વિરૂધ્ધમાં ચાલુ ફરમાનો મળ્યા કરશે, પણ ત્યાં "તાબેદારી" ને અગત્યતા આપેલી તમારા જોવામાં આવશે નહિ. બીજા હાથ ઉપર ગાથામાં "જ્ઞાન" ને મોટામાં મોટી અગત્યતા આપેલી તમને જણાશે. હરેક ચીજ વોહુમનો યાને ભલાં મનની મારફતે કરવા અને મેળવવાની હોય છે, અને તેમ કીધાથી "જ્ઞાન" સંપાદન થાય છે. જ્ઞાનના ફાયદા ગાથામાં ચાલુ દર્શાવવામાં આવ્યા છે, અને તે ઉપરથી તમો સેહલથી સમજી શકશો કે તે ભણતરમાં સરોશનો અર્થ જ્ઞાનનો કરીને તેને એટલી બધી અગત્યતા કાં આપવામાં આવી છે.

તોપણ આ કિસમનાં બીજાં છુટાંછવાયાં કારણો આ ઠેકાણે રજુ કરી હું તમારો વધુ વખત રોકીશ નહિ, પણ અવસ્તાવાણીમાંથી અમૂક ફકરાઓ લઇને, અને ભેગા કરેલા તે સઘળા ફકરાઓ એક પછી એક તપાસીને, સરોશના લાગુ પડતા અર્થ ઉપર છુટી છુટી ટીકા કરીશ. સૌથી પેહલાં, ગાથામાંથી મળતા ફકરા હું તપાસીશ.

ઇજશ્નેના ૨૮ મા હાના ૫ મા ફકરામાં તમો નીચે પ્રમાણે વાંચો છો કે—

"અષા કત્ થ્વા દરેસાની મનસ્ચા વોહૂ વએદમ્નો
ગાતૂમ્ચા અહુરાઇ સેવીષ્તાઇ સેરઓષેમ્ મજ્દાઇ"

યાને—"ઓ અષ! કયારે હું તને અને વોહુમનોને, અને ઘણાજ ફાયદેમંદ હોરમજદ માટેના તખ્ત સરોશને હું ખબરદારીથી જોઇશ?"

હવે આ ફકરામાં "સરોશ"ને બદલે જો તમો "તાબેદારી" શબ્દ મૂકશો તો જાણે કે તાબેદારીને મેળવવા અને જોવાને માટે એક આદમીને કાંઇ જેહમત ખેંચવી પડતી હોય, અથવા અત્યંત ખાહેશ ધરાવવી પડતી હોય તેમ, જરતોશ્ત તાબેદારીને અષ અને વોહુમનોની જોડેજોડ મુકાયલી જોવાને બહુ આતુર

હોય એવું તમને લાગશે. પણ જો તમો સરોશની જગા ઉપર "જ્ઞાન" શબ્દ મુકશો તો એ ફકરાની ઘણી ઉમદા અને અક્કલ પસંદ સમજ તમો ઉઠાડી શકશો. પોતે માથે ઉઠાવેલાં કાર્યનો ફેલાવો જગતમાં કરવા માટે જરતોશ્ત જે બક્ષેશની ચાલુ માગણી કરે છે તે જ્ઞાન અને બશારત છે, અને ઉપલા ફકરામાં તે જ્ઞાનને તે હોરમજ્દનાં તખ્તવાળી બેઠકનું નામ આપે છે. જરતોશ્તનાં શિક્ષણ પ્રમાણે ઇનસાનને માટે મરજીનાં છુટાપણાં પછી જે અવશ્યનું છે તે તેનું સાવધપણું-એટલે જે જ્ઞાન સંપાદન કરવું અને તેનો રૂડો ઉપયોગ કરવો-તે છે; તે તેની સર્જતને રૂપ લેવામાં સૌથી વધારે અવશ્યનું છે, કારણ કે જાણી જોઇને અને શુદ્ધ બુદ્ધિથી કીધેલાં કામોને માટેજ માનવીને જવાબદાર ગણેલો છે. અને અહીં મોટાઇમાં અને ભલાઇમાં સર્વોપરિપણું મેળવવા માટે જરતોશ્ત ભલા મન અને અશોઇની બક્ષેશોની જોડેજોડ જ્ઞાનની શોધ ચલાવે છે, કારણ કે ઉપલા ફકરા મુજબ જ્ઞાન હોરમજ્દનું પોતાનું તખ્ત છે.

ઇજશ્નેનાં ૩૩ મા હા ના ૫ મા ફકરામાં તમને નીચલા શબ્દો મળે છે—

"યસ્તે વીસ્પે મજિષ્ટૅમ્ સ્રઑષૅમ્ જૂબયા અવંઘ્રહાનૅ
અપાનો દરૅગો-જ્યાઇતીમ્ આ ક્ષથ્રૅમ્ વંઘ્રહેઉષ્ મનંઘ્રહો.
અષાત્ આ ઍરૅજૂષ્ પથો યઍષ્ મજ્દાઓ અહુરો ષઍતિ.

યાને "ભલાં મનનાં રાજ્યમાં લાંબી જિંદગી હાંસલ કરવા માટે, અને નેકીના જે માર્ગમાં હોરમજ્દ વસે છે તે અશોઇની મારફતે હાંસલ કરવા માટે જોઇતી મદદ મેળવવા થકી તારા સર્વોપરિ સરોશને હું મદદે બોલાવું છું.

આ ફકરામાં જે વિચાર દર્શાવ્યો છે તે એની આગમજ ટાંકેલા ફકરાના વિચારને કાંઇક રીતે મળતો આવે છે. જેમ આગળા ફકરામાં હોરમજ્દના તખ્ત અથવા બેઠક વિષે જણાવેલું છે, તેમ અહીં આ ફકરામાં હોરમજ્દ વસે છે તે મકાન બાબેનો ઇશારો છે. અને અહીં આ ફકરાનો અર્થ પુરેપુરો ખુલ્લો થાય

છે. એક માણસ ભલાં મનનાં રાજ્યમાં લાંબી જિંદગી મેળવવા માટે પોતે હાંસલ કીધેલાં જ્ઞાન ઉપર ભરૂસો રાખે, એટલે જે મગજની ખીલવણી માટે એક ઇનસાન નામ કાઢે, તે હું માનું છું કે તમો સારી રીતે સમજી શકશો. પણ તાબેહારીના સંબંધમાં તમો એમ કહી શકો નહિ, કારણ કે તે તો જે થાય તે ગુપચુપ જોયા કરવાની ખુબી છે. મગજની ખબરદારીને માટે નિખાલસ તાબેદારી કેમ નામના મેળવી શકે? અહીં, એટલે આ દાખલામાં પણ ત્યારે તાબેદારી કરતાં જ્ઞાનનો વિચાર ઘણો વધારે બંધબેસતો થઇ પડે છે કારણ કે અહીં સરોશની જગાએ "તાબેદારી" મુકો તો ઉપલા ફકરાનો અર્થ અક્કલમાં ઉતરે તેવો થતોજ નથી.

હવે હું ઇજશ્નેના ૩૩ મા હાનો ૧૪ મો ફકરો ટાંકીશ, કે જે આ પ્રમાણેનો છે—

"અત્ રાતાંમ્ જરથુશ્ત્રો તન્વસ્ચિત્ ખ્વ્યાઑ ઉશ્તનૅમ્ દદાઇતિ પઉર્વતાતૅમ્ મનંઘ્રહસ્યા વંઘ્રહેઉષ્ મજ઼્દાઇ શ્કૅઓથનહ્યા અષાઇ યાચા ઉખ્ધખ્યાચા સેરઑષૅમ્ ક્ષથ્રૅમ્ચા."

યાને "જરતોશ્ત પોતાનાં તનની જીવ જેવી વાહલી નીતિરીતિ, અને ભલા વિચારથી મેળવેલી સઘળા માણસો ઉપરની સરદારી હોરમજદને અર્પણ કરે છે, અને પોતાની વાણી અને કર્મને લગતું જ્ઞાન અને સત્તા અષને ભેટ આપે છે."

આ ફકરામાં સરોશનો અર્થ "જ્ઞાન" કરવાની મેં એકદમ છુટ લીધી છે. આ શ્લોકમાં એવો ખ્યાલ બેસાડવા માગ્યો છે કે જરતોશ્ત હોરમજદનું ફરમાન બજાવવા માટે પોતાની જિંદગી અર્પણ કરવા અને તેનો ભોગ આપવાને તૈયાર છે, અને અશોઇની પુઠે મશગુલ રેહવા માટે પોતાનું જ્ઞાન વાપરવા થકી તૈયાર છે, અને શકભરેલી મતલબો પાર પાડવા માટે તે પોતાને મળેલાં જ્ઞાનનો ગેરઉપયોગ કરશે નહિ. આને મળતોજ વિચાર ઇજશ્નેના ૨૮ મા હા ના ૯ મા ફકરામાં જરતોશ્તે જાહેર કીધેલો છે, કે જ્યાં તે ભલાં મનની તથા અશોઇની તેમજ જ્ઞાનની

અક્ષેરો મેળવવા માટે ખરાં દિલની પ્રાર્થના કીધા પછી ગંભીરાઇથી આમ જાહેર કરે છે કે—

"અનાઇષ્ વાઑ નોઇત્ અહુરા મજ્દા......
યાનાઇષ જરનઍમા."

એટલે જે "અય હોરમજ્દ! આ અક્ષેરો મારફતે અમો તને દુઃખી કરીશું નહિ." હવે એમ સમજો કે આ દાખલામાં તમો સરોશનો અર્થ તાબેદારીનો કરીને એમ કહો કે જરતોશ્ત પોતાની તાબેદારી રાસ્તીને અર્પણ કરે છે, તો તે બહુજ નબળી ભાવના કેહવાય, કારણ કે મારાં અનુમાન પ્રમાણે તો રાસ્તીમાં યોગ્ય સત્તાધારી તરફની તાબેદારીનો સમાસ થઇ જાય છે.

બીજો દાખલો ઇજેશ્નેના ૪૩ મા હાના ૧૨ મા ફકરાનો હું આપીશ, કે છે આ પ્રમાણેનો છે—

"હ્યત્ચા મોઇ પ્રઑષ્ અષ્મ્ જસો ફ્રાક્નેને
અત્ તૂ મોઇ નોઇત્ અસ્રુષ્તા પઇર્યઑઘ્ઝા
ઉર્જેર્દ્યાઇ પરા હ્યત્ મોઇ આ–જિમત્
સેરઑષો અષી માઝા–રયા હચિમ્નો,
યા વી અષીષ્ રાનોઇબ્યો સવોઇ વિદાયાત."

યાને "જ્યારે તેં મને ખાસ કરીને કહેલું છે કે રાસ્તીનો માર્ગ પકડવો, ત્યારે સાંભળવાને ઘટારત ન હોય તેવાં કામો કરવાને તું મને ના ફરમાવ, અથવા સરોશ આશીર્વાદ અને મોટી દોલત સાથ મારી નજદીક આવે તે આગમજ [પયગમ્બર તરીકે] બાહેર પડવા તું મને ના ફરમાવ, કે જેથી કરીને તારા લડવૈયાઓને તેમનાં કામો માટેનાં ઇનામ દાખલ ફાયદો હાંસલ થાય."

આ ફકરાનો અર્થ બરાબર સમજવાને માટે એની આગમજના શ્લોકમાં જે કાંઇ કહેલું છે તેની મદદ લેવી પડશે. ત્યાં તમને જરતોશ્ત એવું કહેતો જણાશે કે ઇનસાનોમાં મારાં શિક્ષણોનો ફેલાવો કરવાનું કામ ઘણું મુશ્કેલ છે, તો જો કે એ કામ સૌથી સરસ છે અને તે થવુંજ જોઇએ એવી હોરમજ્દની ખાહેશ

છે. વળી તે વિશેષમાં એવું પણ કહે છે કે "(ધર્મનો ફેલાવો કરવાનાં) મારાં કામમાં ફતેહ મેળવવા માટે જે સખુનો ઉપર લોકો ધ્યાન નહિ આપે તેવા સખુનો બોલવાનું હું યોગ્ય ધારતો નથી." તોપણ તે કહે છે કે "સર્વેથી સરસ બક્ષેશો સાથ સરોશ મારી આગળ આવી પોંહચે ત્યાંસુધી થોભવાનું હું પસંદ કરીશ." હવે અહીં જો સરોશની સમજણ આપણ "તાબેહારી" ની ઉઠાવિયે તો આ ફકરાનો કાંઇ અર્થ ઉઠતોજ નથી; પણ મારી સૂચના મુજબ જો તમો તેનો અર્થ "જ્ઞાન" કે "બશારત" નો કરશો તો તે ઉપરથી તમો ઘણી સારી સમજણ ઉઠાડી શકશો. હોરમજ્દે જરતોશ્તને ફરમાવ્યું હતું કે અશોઇના માર્ગ ઉપર રહીને દીનના ફેલાવાનું કામ કરવું. આનો જવાબ જરતોશ્તે એવો આપ્યો કે "ઉતાવળે આગળ વધવું અને એવી બાબતો વિષે બોલવું કે જે ઉપર કોઇ કાંઇ ધ્યાન આપેજ નહિ, તો તે નિરૂપયોગી છે, કારણ કે મારે જે કાંઇ કેહવું છે તે હું પુરેપુરી રીતે સમજાવી શકું નહિ." એટલા માટે જરતોશ્ત સરોશની સઘળી દોલત યાને "જ્ઞાન" સંપાદન કરી શકાય ત્યાંસુધી થોભવા માગે છે, કે જેમ થવાથી તે ભલાં મનની કોશેશથી ધાર્મિક બાબતો વિષેની તકરારમાં સામાસામી લડતી ટોળીઓ ઉપર ફતેહ મેળવવાને શક્તિમાન થાય, કે જે ફતેહ બીજાઓ કરતાં તેનાં ચઢતાં જ્ઞાનથી તે મેળવી શકે.

આ વિષયના સંબંધમાં જે શ્લોક તમોને સમજાવવાની મેં હમણાજ કોશેશ કીધી છે તેમાં આવેલા અસ્રુતા શબ્દની હસ્તી ઉપર હું તમારૂં ધ્યાન ખેંચવા માગું છું, કે જે શબ્દ સ્રઓષ શબ્દનો નકારવાચક છે. દરેક તરજુમો કરનારે વાપર્યો છે તેમ આ શબ્દ આ ઠેકાણે ક્રિયાપદરૂપે વપરાયો છે, જેનો બોલેબોલનો અર્થ "નહિ સંભળાયલો" અથવા "નહિ લક્ષ અપાયલો" એવો થાય છે. હું એમ સૂચવવા નથી માંગતો કે આ શબ્દ મારી તકરારને કોઇ રીતે ચઢિયાતી બનાવે છે. પણ જેઓ એમ કહેવા માગે છે કે "સરોશ" શબ્દનો અર્થ "તાબેદારી" થાય છે તેમને તે મદદ આપી શકતો નથી. ખરૂં જોતાં

આ શબ્દ અસલ લખાણમાં જેમ મળી આવ્યો છે તેમ લેતાં તે સ્રઓષ (સરોશ)ના અર્થ ઉપર ખાસ અજવાળું પાડી શકતો નથી.

ઇજશ્નેના ૪૪ મા હાનો ૧૬ મો ફકરો હવે હું રજુ કરીશ, કે જે આ પ્રમાણેનો છે—

"તત્ ત્વા પૅરસા ઑરંઘ્મોઇ વઑચા અહુરા
કે વૅરેથ્રૅમ્-જા ત્વા પોઇ સેંગ્હા યોઇ હેન્તિ
ચિથ્રા મોઇ દાંમ્ અહુમબિશ્ રતૂમ્ ચીઝ્દિ
અત્ હોઇ વૉહુ સેરઑષો જંતૂ મનંઘ્હા
મઝ્દા અહ્માઇ યહ્માઇ વષિ કહ્માઇચિત્."

યાને—"હું તને જે પુછું તેનો તું મને ખરો જવાબ દેજે, અય હોરમજ્દ; તારાં શિક્ષણોના રક્ષણને માટે ફતેહથી મારનાર કોણ? બંને દુનિયાઓને માટેનો એક ડાહપણ ભરેલો સરદાર મને બતાવ, એટલા માટે કે જેનેબી તું પસંદ કરે તેને સરોશ ભલાં મનની મારફતે આવી મળે."

આ ફકરામાં પણ "સરોશ"ની જગા ઉપર "તાબેદારી" શબ્દ બંધબેસતો થઇ શકશે નહિ, કારણ કે તેમ જો થાય તો તમો એવા અક્કલથી ઉલટા સારાંશ ઉપર આવી શકો કે જેનેબી હોરમજ્દ ઇચ્છે તેને હોરમજ્દની ખાસ મેહરબાનીથી તાબેદારી આવી મળે—જાણે કે તાબેદારી સર્વ માણસ જાતમાં અવશ્ય હાજર હોતી ન હોય. પણ "સરોશ" શબ્દનો તરજુમો "જ્ઞાન" કરીને મુકશો તો તમને ઉપલા ફકરાનો ઘણો ખુલ્લો અર્થ મળી આવશે. જરતોશ્ત બંને દુનિયાના ફાયદાને માટે એક ડાહપણવાળો સરદાર જાહેર કરવાની હોરમજ્દને અર્જ ગુજારે છે, કે જેથી કરીને ભલાં મનના સાથી દાખલ જ્ઞાન તે ધણીને આવી મળે કે જેને તે ધરાવવાને લાયકનો હોરમજ્દ ગણે.

ગાથામાં જે છેલ્લો ફકરો સરોશ બાબે મળે છે તે ઇજશ્નેના ૪૬ મા હાનો ૧૭ મો ફકરો છે, અને તે આ પ્રમાણેનો છે—

"હ્દા વેસ્તા વહ્યેંગ્ સેરઑષા રાદંઘ્હો
યે વીચિનઑત્ દાથૅમ્ચા અદાથૅમ્ચા
દંઘ્રા મન્તૂ અષા મઝ્દાઑ અહુરો."

યાને—"સરોશની મારફતે બક્ષેશો સાથે મેં સદા બંદગી નજર કીધી છે. હોરમજ્દ કે જે ખરાં અને ખોટાંનો તોલ કરે છે તે તે (બિના) ઉપર લક્ષ આપે તો સારૂં."

અહીં આ દાખલામાં તાબેદારીનો વિચાર ખચીત બંધબેસતો આવી શકે. જો "સરોશ"ની જગા ઉપર એ શબ્દ મુકશો તો તમો એમ કેહવા માગતા જણાશો કે તાબેદારીની મારફતે હોરમજ્દને બંદગી અર્પણ કરવામાં આવે છે. તોપણ એટલું કહ્યા વિના ચાલતું નથી કે આ ફકરામાં સરોશની જગા ઉપર "જ્ઞાન" નો અર્થ કરશો તો આ ફકરાની ઘણી સારી સમજણ તમે ઉઠાડી શકશો. તેમ કીધાથી આખા ફકરાનો અર્થ એવો થઇ શકશે કે—"હોરમજ્દ, કે જે ખરાં અને ખોટાં વચ્ચેનો તફાવત સમજે છે તે આ બિના ઉપર ધ્યાન પુગાડે કે તેની બંદગી સમજણ અથવા જ્ઞાનથી કરવામાં આવે છે; એટલે કે તેની પ્રાર્થનાનું કામ તેની ખુબીની યોગ્ય પીછાણ કરીનેજ કરવામાં આવે છે." ગાથાના સઘળા ભાગોમાં જ્યાં જ્યાં "સરોશ" શબ્દ મળે છે ત્યાં ત્યાં તે એકસરખી રીતે એકજ અર્થમાં વપરાયો છે એવાં અનુમાનથી તમે કામ લેશો તો આ ફકરામાં પણ સરોશની જગા ઉપર "જ્ઞાન" નો અર્થ કરવાને તમે અચકાશો નહિ.

ગાથાના જે ફકરાઓમાં "સરોશ" શબ્દ અને તેનાં રૂપો મળી આવે છે તે અહીં પુરાં થાય છે. હવે પછી આખી સરોશ યશ્ત (ઇજશ્નેનો ૫૭ મો હા), તેમજ "સરોશ યશ્ત હાદોખ્ત"ની તપાસ લગાર વિગતથી હું લઇશ. પણ તે આગમજ જ્યાં તમને "સરોશ" શબ્દ મળી આવતો હોય એવા બીજા ફકરાઓની તપાસ હું લઇશ. ઇજશ્નેના ૧ લા હાના ૭ મા ફકરામાં સરોશને લાગુ પાડેલા "અશિવત્," "વૅરેથ્રજન્," "ફ્રાદત્-ગએથ" જેવા ગુણવાચક શબ્દો મળી આવે છે. તેમ જોતાં સરોશ "અષિ અથવા આશીર્વાદથી ભરપુર" જણાય છે, તથા વળી તે "ફત્તેહમંદ" અને "દુનિયાનો વધારો કરનાર" છે. હવે, જેઓ તાબે-

દારી જેવો સદગુણ ધરાવતા હોય તેઓ ઉપર તે સદગુણ આશિષ પાંથરતો કેહવાતો હોય, તેમજ વળી એ સદગુણ કોઇ બદીઓ ઉપર ફતેહ મેળવતો ગણાતો હોય, તો તે સામે હું વાંધો ઉઠાવવા ચાહતો નથી; પણ તાબેદારી કે જે હું આગળ કહી ગયો તેમ એક કાર્યસાધક નહિ એવો ગુણ છે, તે દુનિયાનો વધારો અને ઉન્નતિ કેમ કરી શકે તેની મને સમજ પડતી નથી. એટલા માટે "ફાદત્-ગએથ" જેવો ગુણવાચક શબ્દ તાબેદારીના ખ્યાલને અનુસરતો ગણાશે નહિ. તોપણ આ સઘળા ત્રણે ગુણવાચક શબ્દો "જ્ઞાન"ને આબાદ લાગુ પાડી શકાશે. જ્ઞાનથી નિપજતા ફાયદાઓ વિષે અથવા જ્ઞાનની ફતેહમંદી વિષે તમારી આગળ લંબાણથી વિસ્તારીને બોલવું તે વખતની બરબાદી છે, કારણ કે જ્ઞાન તે બળ છે, અને તે બળની મદદથી તમો દુનિયામાં નડતી ગમે તેટલી મુશ્કેલીઓ ઉપર જીત મેળવવાને શક્તિમાન છો. અને છેલ્લું એ કે જ્ઞાન અને જ્ઞાનનો આગળ વધતો ફેલાવો તમો જાણો છો તેમ એવા મૂખ્ય ગુણો છે કે જે વડે જગતમાં નામના મેળવી શકાય છે. આ પ્રમાણે તમે જોશો કે ઉપલા ત્રણે ગુણવાચક શબ્દો જો જ્ઞાનને લાગુ પાડવામાં આવ્યા હોય તો ઘણાજ બંધબેસતા છે, "તાબેદારી" ને માટે તમો એમ કહી શકો નહિ.

ઇજશ્નેના ૧૦ મા હાના ૧૬ મા ફકરામાં પાંચ ભલી અને પાંચ બુરી ચીજોની ટીપ આપેલી છે, તેમાં બીજાઓ જોડે સરોશને ભલા વર્ગમાં અને સરોશથી ઉલટી "અસ્રુષ્તિ"ને બુરા વર્ગમાં મુકેલાં છે. પણ ત્યાં સ્રઔષ અને "અસ્રુષ્તિ"ને કોઇ ગુણવાચક શબ્દો તરીકે યા બીજી રીતે ઓળખાવનારો ખુલાસો આપવામાં આવ્યો નથી, તેથી આ બંને શબ્દોના અર્થ ઉપર ઉપલા ફકરાથી કશી વધુ રોશની પાડી શકાતી નથી. તોપણ આના સંબંધમાં હું એમ કેહવા માગું છું કે જ્ઞાનને હાથ કરવા લાયક બાબત અને અજ્ઞાનપણાને ઠપકો આપવા લાયક ચીજ ગણવામાં આવી છે.

હવે હું ઇજશ્નેના ૨૭ મા હાના ૬ ઠા ફકરા ઉપર વિચાર ચલાવીશ, કે જે પાછો "વીસ્પરદ"ના ૧૨ મા હાના ૨ જા ફકરામાં ઉતારી લેવામાં આવ્યો છે. ત્યાં તમારા વાંચવામાં આવે છે કે—

"વંઘ્રહુષ્ સેરઑષો યો અષહે હચઇતે માજ્રય હેચ ઇધ યોઇશ્તવા અસ્તૂ."

યાને "ભલો સરોશ કે જે અશોઇની મોટી દોલત ધરાવનારો છે તે અહીં આ સાથ જોડાઓ!" જેમ ઇજશ્નેના ૪૩ મા હાના ૧૨ મા ફકરામાં, તેમ અહીં સરોશના સંબંધમાં જ્ઞાનની મોટી દોલત બતાવી આપવા માટે "માજ્રયા" શબ્દો વપરાયલા તમે જોશો. અહીં સરોશને રાસ્તીની મોટી દોલત ધરાવનારો કહ્યો છે. હવે "તાબેદારી"ને પણ રાસ્તીની દોલત ધરાવનાર તરીકે બતાવવામાં આવે, પણ ભાવના એ છે કે જ્ઞાનની મારફતે મેળવાતી રાસ્તીના કાયદા પ્રમાણે ચાલ્યાથી ઉત્પન્ન થતા પુષ્કળ ફાયદાઓની લાંબી હાર જ્ઞાન પોતાની જોડે લેતું આવે છે.

આ પછી ઇજશ્નેના ૫૬ મા હાના ૧ લા તથા ૩ જા ફકરાઓમાં એવી મતલબની અર્જ ગુજારી કરવામાં આવેલી જોવામાં આવે છે કે હોરમજદની વખાણ ગાવા માટે તથા પાણીઓ અને ફરોહરોને પ્રસન્ન કરવા માટે સરોશ આ જગાએ આવો! હું માનું છું કે આ ઉપરથી તમો એમ તો કેહશોજ નહિ કે હોરમજદ અને ઇજદોને મનાવવાને માટે તાબેદારીની હાજરીની જરૂર હોય. પણ તમો જો અવસ્તાઇ શિક્ષણોનો મૂળ ભાવાર્થ ધ્યાનમાં રાખશો કે એક ભલું કામ સંખ્યાબંધ પ્રાર્થનાઓ અને ક્રિયાઓની બરાબર છે, તો તમો એવાજ સારાંશ ઉપર આવશો કે અહીં જે ખાહેશ બતાવવામાં આવી છે તે રાસ્તીનાં કામો બજાવવા માટે જોઇતાં જ્ઞાનની તલબગારી છે, કે જે તલબગારી હોરમજદ અને ઇજદોની વખાણ ગાવા અને તેમને સંતોખવા બરાબર છે. અને એજ ભાવના વીસ્પરદના ૧૫ મા હાના ૧ લા તથા ૨ જા ફકરામાં વધારે ખુલ્લી થાય છે, કે જ્યાં દીનના હુકમ પ્રમાણે અને લાયક રીતે ("દાઇત્યનાંમ્ રત્વ્યનાંમ્")

ભલાં કામો બજાવવા માટે અને નાલાયક કામો તર્ક કરવા માટે, અને નિરાશ્રિત લોકોને આશરો આપવા માટે તૈયાર રેહવાનું ફરમાન આપ્યા પછી, એવી પ્રાર્થના કરવામાં આવી છે કે— સરોશ ત્યાં હાજર હોય તો કેવું સારૂં!—શા માટે સરોશની હાજરીની તલબ કરવામાં આવે? અહુરમજદની પરસ્તેશ માટે. અહીં તમે જોશો કે હોરમજદની નમૂનેદાર પરસ્તેશ શી હોય તે થોડા શબ્દોમાં બયાન કરવામાં આવી છે. તે એ કે લાયક કામો લાયક રીતે બજાવવાં અને ગરજાઉ લોકોની તંગી દૂર કરવી, ઇત્યાદિ. અને આ કાર્ય બજાવવા માટે "તાબેદારી" તરફથી કોઇ પણ કિસમની ખાસ મદદ તમો શી રીતે મેળવી શકો? તમારી મતલબ પાર પાડવા માટે તમને જેની મદદની જરૂર છે તે જ્ઞાન છે. પેલો ધાર્મિક પ્રાર્થના કરનાર હોરમજદની નમૂનેદાર પરસ્તેશ કીધા પછી જે ચીજની ભારે ખાહેશ બતાવે છે તે તો જ્ઞાન છે. તેની જે બંદગી તે તો હોરમજદનાં ફરમાનો અને હુકમો વેહવારૂ રીતે બજા લાવવામાં સમાયલી છે.

ઇજશ્નેના ૬૦ મા હાના ૫ મા ફકરામાં એક પ્રાર્થના છે કે જે "દહમાનનાં આફ્રીનગાન" નો એક ભાગ છે, તેમાં પ્રાર્થના કરનાર એવી મતલબની ખાહેશ બતાવે છે કે "મારાં મકાનમાંથી સરોશ અશ્રુષ્તિને મારી કાહડે." આ ફકરાની આસપાસના સંબંધ ઉપરથી મને એવું માનવાનું મન થાય છે કે આ ઠેકાણે એવી ખાહેશ રાખવામાં આવી છે કે "જ્ઞાન અજ્ઞાનપણાંના અંધકારને દફે કરે." હું આમ કહું છું તેનું કારણ એ કે ઉપલા ફકરામાં બીજી જે ખાહેશો બતાવવામાં આવી છે તે સુલેહ કજિયા કંકાસને દફે કરે, સખાવત બખીલીને મારી હટાવે, વગેરે, છે. તમો સારી પેઠે જાણો છો કે સઘળી જાતની ગેરસમજુતીને લીધે સુલેહનો ભંગ થાય છે, માટે આવી ગેરસમજુતીઓ દૂર કરવા અને શાંતિ મેળવવા માટેજ પ્રાર્થના કરનાર જ્ઞાનની તલબ કરે છે. વળી તાબેદારી એક એવો ગુણ છે કેજે એક મકાનના બાબમાં તેના કોઇ વડા તરફ બતાવવો જોઇએ. પણ અહીં સરોશ માટેની ખાહેશ ઘણું કરીને મકાનના સંબંધમાં

બતાવવામાં આવેલી છે, માટે તેની સર્વેથી સરસ સમજણ એજ તમો આપી શકો કે તે મકાનમાં સુલેહ, સખાવત વગેરે સદગુણો લાવવા માટેના ઇલાજ દાખલ જ્ઞાન સંપાદન કરવાની ખાહેશ બતાવવામાં આવી છે.

વંદીદાદની ૧૮ મી પરગરદમાં એક સુંદર દષ્ટાંતરૂપી કથા તમારા વાંચવામાં આવે છે, કે જેમાં સરોશને દ્રુજા (દેવી) સાથે સવાલ જવાબ કરતો ચીતારવામાં આવેલો છે. આ કથારૂપી વાતચીતની મૂખ્ય મતલબ એ છે કે જેઓ પોતાની રાજીખુશી અને ઇચ્છાથી દુનિયામાં બદીનાં જોરનો વધારો કરે છે તે ઇનસાન પોતે છે, અને દુનિયામાંથી બદીનું જોર તોડી નાખવાનું જેમના હાથમાં છે તે પણ ઇનસાનજ છે. દ્રુજા (દેવી) ગર્ભવંતી થાય છે અને બદીરૂપી બાળકોને જન્મ આપે છે (એટલે જે દુનિયામાં બદીનું જોર વધે છે.) તે ઇનસાનોની ભૂલને લીધેજ છે. અને તેજ રીતે ઇનસાનોનાં ભલાં કામોને લીધે, અને બુરાં કામોનો અટકાવ કીધાથી, દ્રુજાનો દુમેલ તુટી પડે છે. ઉપલી દ્રષ્ટાંતરૂપી કથામાંથી થોડોક અલંકારિક ભાગ કાઢી નાખિયે તો તેનો ભાવાર્થ એટલોજ સમજાય છે. હવે અહીં સરોશની જગા ઉપર તાબેદારીનો અર્થ લેવો બિલકુલ અશકય છે. નેકી અને બદીના સવાલ બાબે-તેમનાં કારણ અને અસર બાબે-"તાબેદારી" શી રીતે તકરાર ચલાવે અને દલીલ કરે? પણ જે કામ "તાબેદારી" કરી શકતી નથી તે "જ્ઞાન" અને "બશારત" બજાવી શકે. બદી કે જેને વંદીદાદમાં "દ્રુજા" ને નામે ઓળખાવવામાં આવી છે, તેનાં કારણ અને અસર બાબે પોતાનાં જ્ઞાનની બુદ્ધિ પોતપોતાનાં મનમાં વાદવિવાદ અને દલીલ કરવા માટે વાપરવા માટે વંદીદાદનો રચનાર ઇનસાનોને વિનવે છે. ઉપલી દ્રષ્ટાંતરૂપી કથાવાળા ફકરાને જો તેના બોલેબોલના અર્થમાં લઇયે તો તે સમજણ વિનાની બકવાદ જેવો લાગે છે, પણ જો તેની બરાબર સમજણ ઉઠાડિયે છિયે તો તે એક ઉત્તમ નીતિમાન ધડો શીખવે છે, એટલે કે ઇનસાનો પોતેજ પોતપોતાની

ચાલચલણ અને ચારિત્રના ઘડનારા છે, અને તેમ હોવાથી તેઓ પોતપોતાનાં કામોના જવાબદાર છે.

હવે યશ્તોમાં જ્યાં જ્યાં "સરોશ" શબ્દ આવ્યો છે તે વિભાગ ઉપર આવતાં, હોરમજ્દ યશ્તના ૯ મા ફકરામાં આપણને જે શિક્ષણ મળે છે તે પણ "સરોશ" ના અર્થ સમજાવવાની મારી લડતને ટેકો આપે છે. ત્યાં તમને કેહવામાં આવ્યું છે કે જે ઘણી રાત દાહડો હોરમજ્દની આરાધના કરે છે તેની મદદને માટે તથા તેની ખુશહાલીને માટે બીજી ચીજો જોડે સરોશ આવે છે. હવે આ બાબતમાં મારી તકરાર આ છે કે 'તાબેદારી' કે જે કાર્યરહિત ખુબી છે તે એક માણસ, કે જે મદદને માટે હોરમજ્દની ચાલુ આરાધના કરવા જેવી સ્થિતિમાં હોય, તેને તે મદદ આપીજ શી રીતે શકે? પણ જ્ઞાન તો કોઇપણ માણસને બેશક વેહવારૂ મદદ આપી શકે. અને આ ફકરામાં જ્યાં તમને કેહવામાં આવ્યું છે કે જે માણસ રાત ને દાહડો હોરમજ્દની સ્તુતિ ગાયા કરે છે તેની મદદે સરોશ આવે છે, તો તમો એમ કહી શકશો કે પેલા માણસની મદદે જે આવે છે તે જ્ઞાન અથવા બશારત છે, એવું બતાવવાની તે ફકરાની મતલબ છે.

અષિ યશ્તના ૧૬ મા ફકરામાં સરોશને અષિનો ભાઇ કહ્યો છે કે જેનો પિતા હોરમજ્દ છે અને જેની બેહન તે મજ્દયસ્ની દીન છે. આ અલંકારિક ભાષા સરોશનો બંધબેસતો અર્થ શોધી આપવામાં તમને બિલકુલ મદદ આપતી નથી, પણ હું એટલું તો કહી શકીશ કે આ જગાએ "સરોશ" ને "જ્ઞાન" ને બદલે વાપરવામાં આવેલો ગણવામાં ખોટું કાંઇ નથી, કારણ કે માજ્દયસ્ની ધર્મ કે જે સર્વથી ઉત્તમ જ્ઞાનના અર્ક મિસાલ છે તેને સરોશ અને અષિની બેહનની ઉપમા આપી છે.

મેહર યશ્તના ૪૧ મા કર્દામાં જણાવવામાં આવ્યું છે કે મેહર અને રશ્નુ કોલ તોડનારાઓનાં દિલમાં ધાસ્તી પેદા કરે છે, અને તેજ વખતે સરોશ, "પોષણ કરનારો ઇજદ," સઘળી દિશાએથી પવનની મિશાલ ફુંકે છે. હવે જો સરોશ તે 'તાબેદારી' હોય તો તમારે સમજાવવું જોઇએ કે ગુનેહગાર માણસોનાં

દિલમાં ધાસ્તી પેદા કરવાનાં કામમાં **મેહર અને રશ્નુને સરોશથી** ધરખમ મદદ શી રીતે મળી શકે. પણ જો તમો એમ કહો કે **સરોશ** તે 'જ્ઞાન' છે, તો આ ફકરાની મતલબ એવી ઉઠશે કે **મેહર અને રશ્નુ સરોશની** મદદથી તકસીરવારોના ગુનાહના સંબંધમાં જોઇતી સઘળી સાક્ષી અને પુરાવા ભેગાં કરવાને શક્તિમાન બને છે, અને તકસીરવારો જ્યારે જાણે છે કે જેમનું કામ ગુનાહની તપાસ કરવા અને સજા આપવાનું છે તેઓની જાણમાં આપણા ગુનાહને લગતી સઘળી હકીકતો આવી ચુકી છે, ત્યારે તેઓનાં દિલમાં ભય પેદા થાય છે.

ઉપલીજ યશ્તના ૫૨ માં અને ૧૦૦ મા ફકરાઓમાં પણ એવીજ મતલબનો ભાવાર્થ દર્શાવેલો તમો જોશો. ૫૨ માં ફકરામાં તમને કેહવામાં આવ્યું છે કે જેઓ દીનના કાયદા તોડે છે તેમને યોગ્ય શિક્ષા આપવામાં મિથ્ર (મેહર) ને બીજાઓ જોડે બહાદુર સરોશ મદદ આપે છે. આ દાખલામાં સરોશને "બહાદુર" ની ઉપમા આપવામાં આવી છે તે તરફ હું માત્ર તમારૂં ધ્યાન ખેંચવા માગું છું. તમો 'તાબેદારી' ને બહાદુરીની ખુબી ધરાવનારની ઉપમા તમારી કલ્પનાને ખેંચીતાણીને પણ આપી શકશો નહિ; પણ જ્ઞાન તે બળ છે, અને તે બળ જેઓ જ્ઞાની છે તેઓમા બહાદુરીનો વધારો કરે છે, એવો ખ્યાલ ગાથાવાણીમાં પણ ઘણો સામાન્ય રીતે જોવામાં આવે છે, કે જ્યાં હોરમજ્દ તરફની એક કીમતી બક્ષેશ દાખલ જ્ઞાનનાં બળ માટેની ચાલુ માગણી કરવામાં આવતી જણાય છે. એટલા માટે મારી તકરાર આ છે કે આ ફકરામાં સરોશને 'સુર' વિશેષણ લાગુ પાડવામાં આવ્યું છે તે, તેમજ બીજા ફકરામાં તેને 'તખ્મ' નું બીજું વિશેષણ લગાડવામાં આવ્યું છે તે, "સરોશ" શબ્દનો અર્થ "જ્ઞાન" નો કરવાની મારી લડતને ટેકો આપે છે.

ફરવરદીન યશ્તના ૮૫ મા ફકરામા **સરોશનાં** ફરોહરની સ્તુતિ ગાવામાં આવેલી તમને જણાશે, કે જેને 'પવિત્ર,' 'બહાદુર,' 'માંથ્રનાં તનનો,' અને 'હથિયાર ઉઠાવનાર' **કહેલો** છે. 'બહાદુર'ની ઉપમા જ્ઞાનને અથવા જ્ઞાની માણસને કેવી

સારી રીતે લાગુ પાડી શકાય તે મેં હમણાંજ બતાવી આપ્યું છે, પણ તાબેદારી કે જે બહાદુરીનાં કરતાં નમ્રતાને વધારે મળતી આવે છે તેને તે ઉપમા તેવી રીતે લાગુ પાડી શકાય નહિ. પણ 'તનુ માંથ્ર' એટલે જે 'માંથ્રનું શરીર ધરાવતો' અથવા 'શરીર તરીકે માંથ્ર ધરાવતો,' એ ઉપમા મારા વિચાર પ્રમાણે **સરોશને** ત્યારેજ લાગુ પાડી શકાય કે જ્યારે તેની સમજ "જ્ઞાન" અથવા "બશારત"ની ઉઠતી હોય. તમો કેહશો કે માંથ્ર જ્ઞાનનું શરીર છે અને તે ઇનસાનનાં કામમાં આવે એવાં જ્ઞાનનો સમૂદાય છે. પણ મને ભય છે કે માંથ્રને તાબેદારીનું શરીર ગણવાથી તમને કશો અર્થ મળવાનો નથી. હવે **સરોશને** હથિયાર ઉગામતો કેહવામાં આવે છે તેની સમજણ એ છે કે જ્ઞાન એવું બુલંદ હથિયાર છે કે જે તે ધરાવનારને પુષ્કળ મદદ આપે છે. પણ મારાં આજનાં ભાષણમાં જેમ વારંવાર કહ્યું છે તેમ તાબેદારી મુંગે મોઢે કામ કરનારી ખુબી છે, માટે હરીફોનાં માથાં ભાંજનાર મજબૂત હથિયાર તરીકે કાર્ય બજાવતી તેને ગણી શકાય નહિ.

**સરોશ યશ્ત વડી** (એટલે જે ઇજશ્નેનો ૫૭ મો હા) અને **સરોશ યશ્ત હાદોખ્ત** સિવાય બાકીનાં સઘળાં અવસ્તાઇ ભણતરો મધેના અગત્યના ફકરાઓ કે જેમાં 'સરોશ' શબ્દ મળે છે તેમની તપાસ હું લઇ ચુકયો છું, અને તેમ કરતાં એવું સાબેત કરવાની મેં કોશેશ કીધી છે કે તે શબ્દની જગા ઉપર 'જ્ઞાન' અથવા 'બશારત'નો અર્થ સદા બરાબર લાગુ પાડી શકાય છે, પણ 'તાબેદારી' શબ્દ તો આખા ફકરાની મતલબ ઉંધી વાળે છે. અત્યાર સુધીમાં મેં જે ઘણાએક ફકરાઓની તપાસ મારાં આ ભાષણમાં લીધી છે તે મને ભય છે કે તમને કંટાળા ભરેલી લાગી હશે, અને જો કે "સરોશ યશ્ત વડી" તથા "સરોશ યશ્ત હાદ્દોખ્ત"ની પણ બરાબર એવીજ રીતની તપાસ હું લઇ શકું એમ છે તોપણ તેમ કીધાથી તમને કંટાળો ઉપજશે એમ સમજીને તેમ નહિ કરતાં આ બંને યશ્તોનાં ભણતરોની તપાસ હું જુદીજ રીતે લેવા માગું છું. હવે હું એમ ધારી

લઇશ કે 'સરોશ'નો અર્થ 'જ્ઞાન' અથવા 'ઇશ્વર પ્રેરણા' (બશારત) મુકર્રર થઇ ચુકયો છે, અને પછી એવું બતાવવાને આગળ વધીશ કે આ બંને યશ્તોમાં એજ અર્થ કેવું દષ્ટાંતરૂપી કથાથી ભરપુર અને કોઇ કોઇ ભાગોમાં ઉંચી અલંકારિક ઇબારતમાં સમજાવવામાં આવ્યો છે.

સરોશ યશ્ત હાદોખ્તમાં સરોશ્તાના દીબાચા પછી ત્રીજા ફકરાથી તમો મૂળ વિષય ઉપર આવો છો, કે જ્યાં તમને એવું જણાવવામાં આવ્યું છે કે જ્ઞાન ગરીબ માણસનો સર્વેથી મજબૂત પોષણકર્તા છે, અને આ કલ્પના કેટલી બધી સાચી છે તે તમો સમજી શકશો. એક માણસ કે જે માતબર હોવા છતાં અજ્ઞાન અને અભણ હોવા જેટલો કમનસીબ હોય તો તેના કરતાં એક ગરીબ માણસ કે જે જ્ઞાનનું સુખ ધરાવતો હોય તે જિંદગી દરમિયાન કેટલી ચઢતી ફતેહ મેળવી શકે છે. આ પછી તમને એમ કેહવામાં આવ્યું છે કે દ્રુજા (દેવી) યાને જુઠાણાને ફતેહમંદીથી મારનાર જ્ઞાન છે. આપણામાં એક સાધારણ કેહતી છે કે જે માણસને જ્ઞાનની બક્ષેશ મળેલી છે તે ધણી જુઠાણું ઘણું જલદીથી પકડી પાડે છે અને તેનો પરાજય કરે છે. તેજ કેહતી અહીં ફરીથી આપણ જોઇએ છિયે. આ પછી આગળ ચાલતાં માંથ્ર સ્પેન્ત [યાને પવિત્ર માંથ્રવાણી] બાબે ઇશારો કરવામાં આવ્યો છે, કે જે તમો ઉપર જોઇ આવ્યા તેમ જ્ઞાનનો ગોયા અવતાર અથવા બીજું સ્વરૂપ છે, અને અહીં તમને કેહવામાં આવ્યું છે કે માંથ્ર પેલી ઘાતકી અણદિઠ દ્રુજા (દેવી) નો નાશ કરનાર છે. એની સમજણ આ છે કે જ્ઞાન હાંસલ કીધાથી તમો બદીને ગમે તેટલી તે છુપાયલી હોય તોપણ તેનાં સઘળાં સ્વરૂપોમાંથી પારખી કાઢી શકો છો અને દુનિયામાંથી તેનો સંહાર કરો છો. આ પછી પવિત્ર માંથ્રના હોનવર વગેરે અમૂક ભાગો અને તેમની શક્તિ અને ખુબી બાબે ઇશારો કરવામાં આવ્યો છે, પણ તે સાથ હાલ તમને કામ નથી માટે હું તે છોડી દઉં છું.

આ યશ્તના ૪થા અને ૫મા ફકરાઓમાં તમને એવું કેહવામાં આવ્યું છે કે, જે ધણી પાણીની વચોવચમાં, અથવા ઓચિંતાં ભય વેળા, અથવા રાતના અંધકાર દરમિયાન, અથવા નદી ઉપરનો ભયભિત પુલ પસાર કરતી વેળા, અથવા ગળી કુચીઓમાંથી પસાર થતાં, અથવા બુરા માણસોની વચ્ચેથી રસ્તો લેતાં,—ટુકાંમાં જે ધણી પોતાની ઉપર આવી પડેલી મુશ્કેલીની કોઇ પણ ઘડીએ, માંથ્ર સ્પેન્ત ભણે છે તે પેલી મુશ્કેલીઓમાંથી ખચીત સલામત બાહેર આવી શકે છે. આ માંથ્ર યાદ કીધાથી ગોયા દેવ દરૂજ, જુલમગાર, ઇજા કરનારની આંખે પાટા બંધાઇ ગયા હોય તેવા તેઓ બની જાય છે, અને ચોરો તથા લૂટારાઓના ટાંટિયા બંધાઇ જાય છે. તમો સવાલ કરશો કે માંથ્રના સંબંધમા એવી તે જાદુઇ અને મંત્ર શા છે કે તે વડે આવી ચમત્કારિક અસર ઉત્પન્ન થઇ શકે? તમે ઉપર જોયું છે તેમ માંથ્ર સર્વેથી સરસ જ્ઞાન છે, અને મુશ્કેલી વેળા માંથ્રને યાદ કરવા તેની સમજણ એજ છે કે તમારાં જ્ઞાનનો યોગ્ય અને ખરો ઉપયોગ લાયક વખ્તે તમારે કરવો. બેશક, આ ફકરામાં કશી પણ જાદુઇની વાત છેજ નહિ. સર્વેથી સરસ મતલબો પાર પાડવા માટે, અને મોટામાં મોટી મુશ્કેલીઓ ટાળવા માટે જે વિના ચાલેજ નહિ એવાં હથિયાર દાખલ જ્ઞાન સંપાદન કરવાની અગત્યતા આ ભણતરનો રચનાર તમારી ઉપર ઠસાવવા માગે છે.

છઠા ફકરા પ્રમાણે માંથ્રનો ફેલાવો કરવાથી દુષ્ટ લોકોનું બળ નબળું પડી જાય છે, અને બુરા માણસોના મોઢાં બંધ થઇ જાય છે. માંથ્રનો ફેલાવો તે જ્ઞાનનો ફેલાવો છે, અને માંથ્રના ફેલાવાનું જે પરિણામ આ ઠેકાણે જાહેર કરવામાં આવ્યું છે તે જ્ઞાનના ફેલાવાનું પરિણામ છે. આ અવલોકન એવું છે કે જે બાબે કશી ટીકાની અગત્ય નથી. તમો કેળવણી અને જ્ઞાનનો જેમ વધુ ફેલાવો કરશો તેમ તમો ભલી શક્તિઓનો વધારો કરશો, અને તે સઘળા બુરાં કામ કરનારાઓનાં મોઢાં ગોયા સીવી લેશો, કે જેઓ પોતાની બુરી મતલબોમાં કેવળ નિષ્ફળ

થાય છે. તેમની આ મતલબ લોકો જ્ઞાનની રોશનીથી ઝટ પારખી શકે છે, કે જે સારી તરબિયત અને તેવીજ તાલીમનું ફળ છે.

ખરેખર, જ્ઞાન ઢોરોની પાસ્બાની કરનાર કુતરાની માફક ચોકીબાનનું કામ બજાવે છે. સાતમા ફકરામાં એમજ જણાવેલું છે. એટલા માટે વિચાર, વાણી અને કર્મમાં જ્ઞાનની વખાણ ગાવામાં આવે છે. જ્ઞાનની કીમત અને તેની મોટાઇ માત્ર ખાલી શબ્દોથીજ નહિ પણ વિચાર, વાણી અને કર્મમાં તેનો ખરો ઉપયોગ કરવાથી જાહેર કરવામાં આવે છે.

આઠમા ફકરામાં જ્ઞાન અથવા એલમની સ્તુતિનો મૂખ્ય ભાગ સમાયલો છે, કે જ્યાં તેનાં દ્રવ્ય અને કીર્ત્તિ, બળ અને ફત્તેહમંદીની ખાસ તફસિલ આપવામાં આવેલી છે. એલમના બોહળા વિષયમાં મગજની બાહોશી રૂપી જે દોલત તમો હાંસલ કરો તે વિષે અને જ્ઞાન મેળવ્યાથી મળતી કીર્તિ, તેમજ વળી ભણેલા માણસને ફાળે જે સંગીન દોલત આવે છે, તે બાબે તમારી આગળ લાંબુ વિવેચન કરવાની જરૂર જણાતી નથી. તેમજ જ્ઞાનનાં બળ અને જીત કે જે જિંદગીની લડતમાં એક સરખી રીતે મળે છે તે બાબે ઉપર હું જે કહી ચુકયો છું તે ફરીથી આ ઠેકાણે કેહવા માગતો નથી.

અજ્ઞાનતાની બદી સામે જ્ઞાન જે લડત ચલાવે છે તથા તેમાં તેને જે જીત મળે છે તે બાબે દશમા ફકરામાં વર્ણન કીધું છે, કે જ્યાં તમને વળી એમ પણ કેહવામાં આવ્યું છે કે અસત્યતા દુનિયાને માટે એક શ્રાપ છે, અને જગતનો નાશ નારાસ્તીની મદદગાર શક્તિઓ શોધતી રેહે છે, તે જુઠાઇના રાજ્યની સમાપ્તિ જ્ઞાન આણે છે. એલમ જગતનું રક્ષણ કરે છે, અને વળી સુધારા વધારાના માર્ગમાં તેને સદા આગળ ચલાવે છે.

કારણ કે ૧૧ મા ફકરામાં એમ કેહવામાં આવ્યું છે કે જ્ઞાન કદી આરામ લેતું નથી (યાને ચૂપ બેસી રેહતું નથી), પણ સદા જાગ્રત રહીને હોરમજદની જાનદાર પેદાયશનું રક્ષણ કરે છે; અને અગત્ય કરીને સૂર્ય અસ્ત પામ્યા પછી રાતના

અંધકાર વેળા પોતાનું હથિયાર ઉંચું ઉઠાવીને હર તરેહની ઇજાથી તમામ પેદાયશોનો બચાવ કરે છે. આ ઉંચા ઉઠાવેલા ભાલાનો શો અર્થ છે, અને જ્ઞાન પોતાનો ભાલો ઉંચો ઉઠાવીને પેદાયશોનો બચાવ કરવા બાબેનાં શિક્ષણની હેઠાણમાં શો ભેદ સમાયલો છે? આ હથિયાર તે કાંઇજ નહિ પણ ડાહપણથી અને આંખો ઉઘાડી રાખીને જ્ઞાનનો ઉપયોગ કરવો તે છે. તમો સારી પેઠે જાણો છો કે જ્ઞાનનો જેમ જેમ વધારો થતો જાય છે તેમ તેમ જુદી જુદી તદબીરો હસ્તીમાં આવતી જાય છે, કે જેથી જેમ દિવસે તેમ રાતે જાનમાલના બચાવનું કામ સેહલું થઇ ગયું છે, કારણ કે રાત્રિએ થતા અનર્થોના ભયની સામે અછી સંભાળ લેવામાં આવે છે. જ્ઞાનની ખીલવણી અને વધારાથી આવું પરિણામ બનવાજોગ છે તેની આ ફકરામાં અગમચેતી કરવામાં આવેલી છે.

બારમા ફકરામાં જણાવ્યા પ્રમાણે જ્ઞાન કદી ઉંઘતું નથી યા કદી આરામ લેતું નથી. જે વખતથી ઇનસાનોએ આ સદાચારી દુનિયામાં સ્વતંત્રપણે ઉદ્યોગ કરવા માંડયો છે ત્યારથી એલમની ઉંઘ ગોયા ઉડી ગઇ છે, અને તે રાતને દાહડો માજન્ય દેવોની સામે લડાઇ ચલાવ્યા કરે છે. જો હું તમને એમ કહું કે જેમ જેમ તમો જ્ઞાન વધારે હાંસલ કરો તેમ તેમ તમારો જ્ઞાનનો ભંડાર કેટલો થોડો છે તે તમે શીખશો, અને શોધખોળની દુનિયામાં હજી બીજું કેટલું બધું શોધાયા વિનાનું પડેલું છે, એમ જો હું તમને કહીશ તો કેવળ નજીવા વિચારો આપવાના દોષમાં આવતો હું તમને લગીશ. પણ આ ફકરામાં કાંઇજ નહિ તો એવાજ વિચારો જાહેર કીધેલા છે કે જ્ઞાન સદા વધતુંજ જાય છે.

આ ઠેકાણે "માજ઼ઇન્ય" શબ્દ વપરાયો છે તે બાબે મારી તરફથી એક તર્ક રજુ કરવાની મને લાલચ થાય છે. સાધારણ રીતે એમ ધારવામાં આવે છે કે આ નામની કોઇ એક ટોળકી અથવા ટોળો હતો, કે જે ઇરાની કોમ સાથ સદા શત્રુતા ધરાવતો હતો. પણ આખી દુનિયાને લગતા કેવળ સામાન્ય વિચારો

આપતી વેળાએ આ જગાએ આ નામનો ઉપયોગ કરવામાં આવ્યો છે તે ઉપરથી એ શબ્દની સાધારણ રીતે અપાતી સમજણનાં વાજબીપણાં બાબે મારાં મનમાં શંકા ઉભી થાય છે. એવું ધારો કે તમો આ શબ્દ "મા" ( = નહિ ) ઉપસર્ગ અને "જન્" ( = જાણવું ) ધાતુ, તથા વિશેષણ રૂપી પ્રત્યય "ય" મળીને બનેલો છે, અને તેનો અર્થ "નહિ જાણતો" અથવા "અભણ" એવો થાય છે; અને જો એજ આ શબ્દનો ખરો અર્થ હોય તો આ ફકરામાં એવો વિચાર દર્શાવવામાં આવેલો જણાય કે જ્ઞાન અભણતા સામે સદા લડત ચલાવતું રહે છે. તોપણ હું એમ તો કહી શકુંજ નહિ કે "માજ્ઇન્ય" શબ્દનો મેં જે ધાતુ બતાવ્યો છે તે બેશક અને ખરેખર ખરોજ છે. મને આ વાતની સારી પેઠે ખબર છે કે આજ્ઞાર્થિક વાકયોમાં "મા" શબ્દ માત્ર નકારવાચક અર્થમાંજ વપરાય છે. પણ જો એ શબ્દમાં નકારવાચકનો ખ્યાલ રખાયો હોય તો તેના એ વપરાશમાંજ એ ખ્યાલ લાગુ રેહશે નહિ પણ હરકોઇ સામાસિક શબ્દમાં પણ તેના એક ભાગ દાખલ નકારવાચક અર્થનો ખ્યાલ લાગુ રેહશે એવું મારૂં કેહવું છે.

આ યશ્તમાં વધારે આગળ વધતાં ૧૩ મા ફકરામાં તમને એવું કેહવામા આવે છે કે જ્ઞાનને દેવોથી કદી બીહવાનું હોતું નથી, પણ તેથી ઉલટું સર્વેને જ્ઞાન આગળ નમવું પડે છે; અને જ્ઞાનને જોઇને બીધેલા ઘણાએો અંધકારમાં બેમાલુમ થઇ જાય છે. સાદી ભાષામા કહિયે તો એક જ્ઞાની માણસને મરકીથી અને મરકી જેવા રોગો આણનારી બદીઓથી બીહવાનું કાંઇજ હોતું નથી, કારણ કે આ જાતની બદીઓનો શો ઇલાજ કરવો તે તે જાણે છે. પણ એથીને ઉલટું, આફત લાવનારા ઘાતકી માણસો ભણેલા જ્ઞાની માણસોથી ડરે છે અને તેમનાં જ્ઞાનનાં વજન તળે વાંકા વળી જાય છે. આ ભણેલા માણસો પોતાનાં ડાહપણથી દુખ દર્દોને અંધકાર અને નાબુદીમાં દફે કરવાને શક્તિમાન થાય છે.

તમો જાણો છો કે ખોટી વાતો અને ગેરસમજુતીઓ માણસજાતનાં સુખ અને સલાહ સંપજમાં ભંગાણ પડાવે છે. ૧૪ મા ફકરામાં તમને કેહવામાં આવ્યું છે કે જુઠાણાના હુમલાનો અટકાવ કરવા માટે અને સલાહ સંપજ જાળવી રાખવા માટે જ્ઞાન તેના ઉપર મજબૂત ચોકાસી રાખે છે. એજ વેળા તમને એમ પણ કેહવામાં આવ્યું છે કે જ્ઞાન હોરમજદનો નિયમ પીછાને છે અને હોરમજદે દીન ધર્મ જ્ઞાની માણસને અર્પણ કીધાં છે. આનો અર્થ એ થાય છે કે ધર્મની બાબતમાં જે ધણીઓ એલમની શુધલ કરે છે તેમને બશારત થાય છે, કે જેથી કરીને તેઓ કુદ્રતના કાયદાઓ સમજી શકે છે. આ કાયદાઓને માન આપવાથી હોરમજદની દીન પાળી શકાય છે.

એક જ્ઞાની માણસ હંમેશાં સહનશિળ અને સબુરીવાળો હોય છે, અને કદી ઉછાછળો થતો નથી યા મિજાજ ખોઇ દેતો નથી. અને તમને ૧૫ મા ફકરામાં એમજ કેહવામાં આવ્યું છે કે હોરમજદે એલમને ગુસ્સા, જનૂન અને અદેખાઇના હરીફ તરીકે પેદા કીધો છે.

પણ જ્ઞાનની અગત્યતા અને મોટાઇ કેટલી બધી છે તે બાબેનું ઘણુંજ કીમતી શિક્ષણ કદાચ ૧૮ મા ફકરામાંથી તમને મળી શકશે. હું ધારૂં છું કે તમો સઘળા ડીમૉસ્થનીસ ફીલસૂફ બાબે કેહવામાં આવેલી આ વાતથી સારી પેઠે જાણીતા છો કે—જ્યારે તેને પુછવામાં આવ્યું કે એક બાહોશ વકતાએ જે સૌથી અગત્યની બુદ્ધિ ધરાવવી જોઇએ તે કઇ છે; ત્યારે તેણે જવાબ આપ્યો હતો કે તે બુદ્ધિ તે કાર્ય યાને કામ છે, એટલુંજ નહિ પણ તેથી ઉતરતી અને વળી ત્રીજી પંક્તિની બુદ્ધિ પણ કાર્યજ છે. આ વાતને કાંઇક રીતે મળતો અભિપ્રાય તમો આ યશ્તના ૧૮ મા ફકરામાં જ્ઞાન અથવા એલમના સંબંધમાં ઉચ્ચારવામાં આવેલો જોશો, કે જેને જેમ સૌથી પેહલા દરજાનું, તેમજ મધ્યમ દરજાનું, અને વળી સૌથી છેડેના દરજાનું કેહલું છે. જ્યાંબી તમો જશો ત્યા જ્ઞાન વગર તમો આગળ વધી શકશો નહિ. જેબી ધંધો તમો કરતા હશો તે,

અથવા ગમે તેવા ઉતરતા દરજ્જાનું જેબી કામ તમો બજાવતા હશો તે, સારી રીતે બજાવવા માટે થોડાંક જ્ઞાનની તો તમને જરૂર પડવાનીજ. અને દુનિયામાં બજા લાવવા માટેનાં સઘળાં કામોનું ગોયા સાધન હોય તેમ જ્ઞાનનો મરતબો વધારવામાં આવેલો તમને આ ફકરામાં જણાશે.

આ પછી ૧૯ મા ફકરામાં જ્ઞાનને જોરાવર હથિયાર તરીકે અને દેવોનો નાશ કરનારા મજબૂત રક્ષક તરીકે વર્ણવેલું છે, કે જે સદા ફત્તેહ મેળવે છે. અને અહીં જ્ઞાનનાં આ કવિતાઈ ચિત્રને છેક છેલ્લે છેડે તેવાં મકાનોની સ્તુતિ કીધેલી તમો જોશો કે જેમાં અશો આદમી, કે જે ભલા વિચાર, ભલા સખુન અને ભલાં કામોવાળો વસે છે, અને જ્યાં જ્ઞાન તરફ માન અને મોહબત બતાવવામાં આવે છે.

"સરોશ યશ્ત હાદોખ્ત"માં એલમને જે ચિતાર આપવામાં આવ્યો છે તે ઉપર મુજબનો છે. હવે હું તમારી આગળ "સરોશ યશ્ત વડી"માં જે વિચારો દર્શાવવામાં આવેલા છે તે રજુ કરીશ, કે જેમાં હાદોખ્ત યશ્તમાં જણાવેલા વિચારો મધેના થોડાક બોલેબોલ ઉતારી લીધેલા છે.

અત્યાર સુધી "સરોશ" શબ્દની જગા ઉપર મેં "જ્ઞાન" અને બશારત જેવા શબ્દો વાપર્યા છે, માટે હવે તમે વાજબીની રાહે પુછી શકશો કે આ બે બોલો વચ્ચે કાંઈ તફાવત છે કે નથી. તમો જાણો છો કે અવસ્તાવાણીમાં જ્ઞાન મેળવવા માટેના બે માર્ગ બતાવેલા છે. એક એ કે બીજા ઘણાઓના વિચારો અને અભિપ્રાયો સાંભળીને બાહેરને માર્ગે જે જ્ઞાન મેળવિયે તે, અને બીજો માર્ગ એ કે તમો પોતાનાં મન કલ્પિત વિવેચન અને પરપુછનાં પરિણામ દાખલ જે તમારૂં કુદ્રતી જ્ઞાન હોય તે. જ્ઞાન અને બશારત વચ્ચેનો તફાવત જાણવા માગતા તો હોતો જેઓ સાથે તમો સંબંધમાં આવતા હો તેઓનાં શિક્ષણથી જે ડાહપણ તમો મેળવો તેને "જ્ઞાન" કહો, અને જ્યારે તમો પરપુછની અને વિચારવંત સ્થિતમાં હો તમારાં પોતાનાં મનમાં

જે વિચારે ઉભરી નિકળે તેને યોગ્ય રીતે "અશારત" કહો. અવસ્તાવાણીમાં આ બે જાતનાં જ્ઞાનને "ગઑષો–શ્રૂત ખ્રતુ" અને "આસ્ન ખ્રતુ"ને નામે ઓળખાવ્યાં છે. મેં કહેલુંજ છે કે "સ્‌ઑષ" (સરોશ) શબ્દનો અર્થ 'જ્ઞાન' અથવા 'અશારત' થાય છે. એ શબ્દનો બોલેબોલનો અર્થ કરવા માંગતા હો તો એમ કહો કે તમારી આસપાસનાં લોકો તરફથી સાંભળીને મેળવેલું જે જ્ઞાન તેનેજ આ નામ (સરોશ) આપવામાં આવેલું છે. પણ તમે જાણો છો કે જ્ઞાન અને અશારત વચ્ચેનો વેહવારૂ તફાવત બતાવી આપી શકાતો નથી. ખરૂં જોતાં આ બેની વચ્ચે તફાવત જેવું ઝાઝું નથી, અને ડાહપણ મેળવાની આ બંને રીતિઓને "સરોશ" શબ્દ એક સરખી રીતે લાગુ પાડવામાં આવ્યો છે.

વડી સરોશ યશ્ત ઉપર આવતાં, તેના પેહલા કર્દા (અથવા પ્રકરણ) માં અશારત બાબેનો ઇશારો મળે છે, કે જ્યાં તમને કેહવામાં આવે છે કે એક ખુદા દાખલ હોરમજદની ભક્તિ અને અમશાસ્પંદો વગેરેની આરાધના માટેનો પેહલ વેહલો ખ્યાલ, અને બર્સમના ઉપયોગ જેવાં ક્રિયાકામની વિધિઓ, એ બધું અશારતથીજ ઉપસ્થિત થયું છે. સાથે સાથે તમને એમ પણ કેહવામાં આવ્યું છે કે અશારતની બક્ષેશ હોરમજદ પોતે આપે છે.

બીજા કર્દામાં ક્રિયાકામની વિધિઓ અને તે માટેનાં ઓજારોની તફસિલ આપી છે, તથા ત્રીજા કર્દામાં જણાવ્યું છે કે પયગમ્બર જરતોશ્તના પાંચ ગાથા કે જે કાવ્યમાં રચાયલા છે તે તેમના ફકરાઓ, તથા શરેહ તથા પુરસેશ પાસુખ સુધાં મૂળમાં અશારતનુંજ પરિણામ છે.

ચોથા કર્દામાં કહ્યું છે કે જ્ઞાન ગરીબ મર્દ અને ઓરતના કોટ અને કિલ્લા સમાન છે, અને જેમ એક નબળો માણસ જોરાવર આદમી આગળ લાઇલાજ થઇ પડે છે, તેમ જ્ઞાનની મારફતે ઉગમવામાં આવેલા મજબૂત હથિયારના જોરાવર ફટકા

આગળ તમામ બળજોરી અને ગુસ્સો તાબે થઇ જાય છે. અહીં તમો દુન્યવી હાલત અને જ્ઞાનનાં બળની હાલત વચ્ચેની સરખામણી જુઓ છો, કે જ્યાં તમને જણાવવામાં આવ્યું છે કે ગરીબ માણસો પોતાના જ્ઞાનનાં દ્રવ્યથી જે બાંધકામ કરે છે તે દુન્યાઇ હાલત ધરાવનારા આદમીનાં બાંધકામ કરતા વધારે મજ-બૂત અને વધારે ટકાઉ હોય છે, કારણ કે આ છેલ્લી કિસમનું મકાન જ્ઞાની માણસની શોધક બુદ્ધિથી સેહલથી નાશ પામે છે.

પાંચમા કર્દામાં જણાવ્યું છે કે જ્ઞાન ઝડપી ચાલ ધરાવે છે, એટલે જે તે ચોતરફ ફેલાવો પામી શકે છે, તે બહાદુર અને બળવાન છે, અને તે બુલંદ દરજ્જો ધરાવે છે. અહીં તમને એમ પણ કેહવામાં આવ્યું છે કે સઘળી લડતોમાં જ્ઞાન જીત મેળવે છે, અને અમેશાસ્પંદોની મજલિસમાં તેને રૂડો આવકાર મળે છે. આનો ભેદ એ છે કે જ્ઞાનની મદદથી તમો સઘળી મુશ્કેલીઓ છતાં તમારો રસ્તો ફતેહમંદી સાથ શોધી કાઢવાને શક્તિમાન થઇ શકો છો, અને જ્ઞાન તમને અમશાસ્પંદોને નામે ઓળખાતા શ્રેષ્ટ સદ્‌ગુણોના માર્ગ ઉપર લઇ જાય છે અને સીધો રસ્તો બતાવવા જેવી તમારી રાહબરી કરે છે.

આ પછી ૬ ઠા કર્દામાં જ્ઞાનને ઇનસાનનું રૂપ આપવામાં આવ્યું છે. ત્યાં તેને જવાન માણસોમાં સૌથી જોરાવર; ઘણોજ દ્રઢ મનનો, ઘણોજ ચાલાક, ઘણીજ ઝડપવાળો, અને ઘણોજ સાહસિક પુરૂષ ચિતારવામાં આવે છે. હું ધારૂં છું કે અગત્ય કરીને ઉપલાં છેલ્લાં વિશેષણ વિષે તમે કેહશો કે તે જ્ઞાનના સંબંધમાં ઘણુંજ લાગુ પડતું છે, કારણ કે ફત્તેહની ઉમેદ આપી શકે એવાં સઘળાં સાહસિક કામોનો મૂળ પાયો જ્ઞાન છે. વળી તમને એમ પણ કેહવામાં આવ્યું છે કે, જે મકાન કે શેહર કે દેશમાં જ્ઞાનનું લાલન પાલન અને વૃદ્ધિ કરવામાં આવે છે ત્યાંથી સઘળી નાશકારક આફતો નાબુદ થઇ જાય છે. કારણ કે તમે જાણો છો તેમ ખરેખર મરકી અને રોગોના ફેલાવા વિષેનું જ્ઞાન ધરાવવું તે તેમના અર્ધોઅર્ધ અટકાવ અને ઇલાજની બરા-બર છે.

૭ મા કર્દામાં સરોશ યશ્ત હાદોખ્તના ૧૦ થી ૧૩ સુધીના ફકરાઓમાં જણાવેલા વિચારોનું પાછું અનુકરણ કરવામાં આવેલું છે.

આઠમા કર્દામાં એવું જણાવવામાં આવ્યું છે કે હુઑમ-ફ્રાષ્મિ નામના એક ધણીએ જ્ઞાનની એવી રીતે ખીલવણી કીધી હતી કે તે વડે તે સ્વચ્છ વાણી ઉચ્ચારતો અને બરાબર વખ્તે સાવચેતી ભરેલા લાયક સખુનો બોલતો હતો; તે સર્વે જાતની મોટાઇ ધરાવતો હતો, અને સૌથી વધારે તો એ કે તે માંથ્ર-વાણી લલકારવામાં સંપૂર્ણ ડાહપણ અને વડપણ ધરાવતો હતો. આ છેલ્લા વાકયમાં જે વિચાર દર્શાવ્યો છે તે ખુલ્લી રીતે એવી મતલબનો છે કે જ્ઞાનને ખાતરજ જ્ઞાનની ખેતી યાને ખીલવણી કરનાર ધણી છુપામા છુપી સચ્ચાઇ જાણી લેવામાં બીજા સઘળા-ઓમાં સરસાઇ ભોગવે છે.

નવમા કર્દામાં એવું જણાવવામાં આવ્યું છે કે જ્ઞાન એક એવું મકાન છે કે જે એક હજાર સ્થંભોનું બનેલું છે, કે જેને જમીનની સાધારણ સપાટી કરતાં ઘણી ઉંચી બુલંદી ઉપર બાંધેલું છે, કે જે મકાનમાં રોશની આપોઆપ ઉત્પંન થાય છે, અને જાણે કે શેતારાઓથી હોય તેમ તે મકાનની બાહેરની દીવાલોને શણગારવામાં આવેલી છે. આ કેવી મોહક કલ્પના છે! પ્રથમ તમને કેહવામાં આવે છે કે જ્ઞાન એક મજબૂત કિલ્લો છે, અને પછી કેહ છે કે જ્ઞાની માણસનો દરજ્જો બુલંદ હોય છે અને તે પોતાનાંજ જ્ઞાનની રોશનીથી મંડળીમાં પ્રકાશી નિકળે છે, અને જેઓ વચ્ચે તે વસે છે તે સઘળાઓને મનથી જાણે કે તે એક ચળકતો સેતારો હોય તેમ લાગે છે. આ પછી વધુ તમને એમ કેહવામાં આવ્યું છે કે હોનવરનું તથા હપ્તન યશ્તનું, અને ખરૂં જોતાં ઇજશ્નેના સઘળા હાઓનાં ભણુતર—એ સઘળાં જ્ઞાનની સેવા ઉઠાવવા માટે સદા તૈયાર રેહનારાં જુદાં જુદાં હથિયારો માત્ર છે; એટલે કે ઉપલાં સઘળાં ભણુતરો જ્ઞાનનો એકઠો દેખાવ છે, અને હકૃતકેશ્વર જમીન ઉપર એલમનો વધારો અને ફેલાવો કરવા માટે આ સઘળાં ભણુતરોને ઉપયોગમાં

લેવાનાં છે. જિંદગીની લડત ચલાવવા માટે આ સઘળાંને હથિ-ચારો તરીકે ઉપયોગમાં લેવાનાં છે.

દશમા કર્દામાં જણાવવામાં આવ્યું છે કે જ્ઞાનની દાનાઈ અને શિક્ષણને માટે અમશાસ્પંદોનું રાજ્ય, યાને સર્વેથી સરસ કાયદાઓ અને નેકીઓ જગતના સઘળા ભાગોમાં ફરી વળ્યાં છે; તથા જ્ઞાન ગોયા તેની દ્રષ્ટિમાં આવનારી સર્વે ચીજોનો રાજા છે, અને તે એક મુલ્કથી બીજા મુલ્કમાં ફરતો ફરે છે. આ ઇશારો દુનિયાના એક ભાગમાંથી બીજા ભાગમાં થતા જ્ઞાનના ફેલાવા બાબે છે એમ તમે જોશો. આ પછી તમને કેહવામાં આવ્યું છે કે હોરમજ્દને સૌથી સરસ પસંદ પડતી ચીજ તે જ્ઞાન છે, અને તે સૃષ્ટિના સઘળા નિયમો સાથ બંધબેસતી છે. આ પછી જ્ઞાનને વિનંતી થાય છે; તેને અર્જ કરવામાં આવે છે કે તેણે મોતને, જોર જુલ્મને, અને જેઓ માણસજાતનાં સુખની નાબુદીને માટે ખૂની હુમલો લાવે છે તેમને, દૂર દફે કરી નાખવાં. વળી જ્ઞાનને વિનવવામાં આવે છે કે ઇમાનદાર લડવૈયા અને તેના ઘોડાને એવડું કુવત અને જુસ્સો બક્ષવાં, કે જેથી શત્રુ એકદમ પકડાઈ આવે, કતલ થાય અને તેના તરફનાં બેહદ દુઃખોનો છેડો આવે. આગળ વધેલાં જ્ઞાન અને શક્તિવાળો માણસ શું શું કરી શકે છે તેને લગતાં આ માણસાઇ રૂપવાળા અલંકાર માટે કશી પણ શરેહની અગત્ય હોય એમ હું ધારતો નથી.

૧૧ મા કર્દામાં ઉપલી દ્રષ્ટાંતરૂપી કથા ચાલુ રહી છે, જ્યાં તમને કેહવામાં આવ્યું છે કે જ્ઞાનના સફેદ રંગના, ઝળકાટ-વાળા અને ખુબસુરત ઘોડાઓ આકાશી હુકમને માન આપીને હોય તેમ આગળ વધે છે. તે ઘોડાઓની ખડી સોનું પુરેલાં શીશાંની હોય છે. જે ધણી જ્ઞાનની શોધમાં ફરે છે તેનાં મન ઉપર ઉત્પન્ન થતી કાયમની અસર બાબે, તથા જે ધણી જ્ઞાનની ખાતરજ જ્ઞાનની ખેતી કરે છે તેને ઉપજતી મોજ બાબે, આ ઇશારો છે; કારણ કે જો તમો જ્ઞાનની શોધમાં વધારે ને વધારે આગળ વધો તો તે તમને સોનાં અને મોતી જેવી કીમતી

માલુમ પડશે. જ્ઞાનના ઘોડાઓ પવન અને વાદળાં અને વરસાદ જેવી બીજી કોઇપણ દુન્યવી ચીજના કરતાં વધારે ઝડપી ચાલના અને શક્તિમાન છે, અને બીજી કોઇપણ શક્તિઓના ગમે તેટલા પ્રયત્ન અને જેહમત જ્ઞાનના ઘોડાઓની ઝડપને પુગી શકતાં નથી. કારણ કે જ્ઞાન બહુ ઝડપથી આગળ વધે છે, અને ઉગમણુ ભણી કે દૂરના આથમણુ ભાગમાં જે મળે તેને પકડી લે છે. મતલબ એકે જ્ઞાન સર્વવ્યાપક છે અને જગતમાં બોહળું ફરી વળે છે, અને તે હરરોજ ઉતાવળાં કદમ લંબાવે છે.

બારમા કર્દામાં જણાવે છે કે જ્ઞાન ખુદાની પેદાયશોમાં ફરી વળેલું છે, અને રાત દાહડો ફરી ફરીથી ખર્નીરસના મુલ્કમાં જ્યાં ઇનસાનો વસે છે ત્યાં દેખઇતી કે અણદિઠ બદીનાં લશ્કરોનો નાશ કરવા માટે આગળ વધે છે.

એટલા માટે ૧૩ મા કર્દામાં જણાવે છે તેમ જ્ઞાનનાં મજબૂત હથિયારોને માટે, તેનાં શક્ષસી બળ અને લડવૈયાપણાંને માટે, અને દેવો તથા બુરાઇનાં લશ્કરો કે જેમની સામે તે ચાલુ લડત ચલાવીને ફતેહ મેળવે છે તેમના નાશને થકી, તમો તેને (જ્ઞાનને) અહીં, તહીં અને સઘળે ઠેકાણે વખાણો છો.

અવસ્તાવાણીના જુદા જુદા ભાગોમાંથી સરોશ બાબે ઉપર જણાવ્યા પ્રમાણેનું વર્ણન મળે છે. એ શબ્દની વ્યુત્પત્તિથી શુરૂ કરીને, એ બોલ જ્યાં જ્યાં વપરાયો છે ત્યાં ત્યાં તેનો અર્થ કેવી રીતે બંધબેસતો આવે છે તે મુકર્રર કરવાની તજવીજ મેં કીધી છે, અને ઉપર જણાવેલી બંને યશ્તોમાં જ્ઞાનની ખુબી અને અગત્યતા બાબે જે બયાન આવ્યું છે તેનું ઉત્તમ રીતે દોરવામાં આવેલું ચિત્ર મેં મુખ્તેસરમાં તમારી આગળ રજુ કીધું છે. તમને આપોઆપ એવો વિચાર આવ્યો હશે કે "અસુષ્તિ" શબ્દ કેજે "સ્રઑષ" નો નિષેધાર્થ યાને તેનાથી ઉલટા અર્થનો છે તે આ બાબદ ઉપર કાંઇક રોશની ફેંકી શકે. ઇજશ્નેના ૧૦ મા હાના ૧૬ મા ફકરા, તથા ૪૩ મા હાના ૧૨ મા ફકરા, તથા ૬૦ મા હાના ૫ મા ફકરામાં જે ભાવાર્થ સમા-

ચલો છે તે બાબે ટીકા કરતાં મેં બતાવી આપેલું છે કે "અસુષ્ટિ" કેજે સાધારણ રીતે "નાતાબેદારી" બતાવનારો શબ્દ ગણાય છે, તેને જો "જ્ઞાનની કોતાહી" અથવા "અજ્ઞાનપણાં"ના અર્થમાં લઇયે તો તે ભણતરોમાં ઘણી અછી સમજણ પુરી પાડે છે, અને એક ફકરામાં તો "નહિ સંભળાયલો" એવા બોલેબોલના અર્થમાંજ તે વપરાયલો છે.

હવે હું અવસ્તાવાણીના બીજા ફકરાઓ કે જ્યાં આ શબ્દ આવ્યો છે તેમની તપાસ લઇશ. હપ્તન યશ્તના ૧૨ મા ફકરામાં "અસુષ્તેએ" એવો શબ્દ મળે છે, પણ એ ફકરાની મતલબ સમજ પડતી નથી, માટે તે બાબે આ ઠેકાણે હું ટીકા કરવા માંગતો નથી. ઇજશ્નેના ૩૩ મા હાના ૪ થા ફકરામાં "અસુષ્તીમ" શબ્દ મળે છે, જેનો અર્થ ધર્માભ્યાસીઓએ "નાતાબેદારી"નો કીધેલો જણાય છે, પણ હું તો એમ માનું છું કે તેનો આગળ પાછળનો સંબંધ જોતાં તેના ઉપરથી "અજ્ઞાનપણાં"નો ખ્યાલ આવવો જોઇએ. અસલ શ્લોક આ પ્રમાણેનો છેઃ—

"યે થ્વત્ મજ્દા અસુષ્તીમ્
અકૅમ્ચા મનો યજાઇ અપા
ખએતેઉશ્ચા તરૅમઇતીમ્ વૅરૅજેન-
ખ્યાચા નજ્દિશ્તાંમ્ દ્રુજૅમ્
અઇર્યમનસ્ચા નઇન્તો ગેઉશ્ચા
વાસ્ત્રાત્ અચિશ્તૅમ મન્તૂમ્."

એટલે કે—"અય સાહેબ, તારે વિષેની સઘળી 'અજ્ઞાનતા' અને બુરા વિચારનો, અને તારી સામેના સઘળા અભિમાનનો, અને ભોળાં લોકને ઠગનારી દરૂજા (દેવી) નો, અને ગુરૂને મળતા અપમાનનો, અને ઢોરો તરફની ગફલતીનો—એ બધાંનો હું ત્યાગ કરૂં છું."

ભલાં મન (વોહુમનો) સાથ જ્ઞાનનો ચાલુ સંબંધ જોવામાં આવે છે, અને અહીં 'અસુશ્તીમ્' કે જેની સાથે 'અકૅમ્ મનો' બોલ

જોડેલો છે તે શબ્દથી જે ખ્યાલ જાહેર કરવામાં આવેલો છે તે ઘણું કરીને જ્ઞાનથી ઉલટો છે. વળી જેમ અહીં અસુશ્તિનો ત્યાગ અને ઇનકાર કરવામાં આવે છે, તેમ, આ પછીના બીજા ફકરામાં (કે જે બાબે હું ઉપર ટીકા કરી ચુકયો છું ત્યાં) પ્રાર્થના કરનારને મદદ આપવા માટે સરોશને વિનવવામાં આવ્યો છે. આ છેલ્લા ફકરામાં જે કાંઇ માગવામાં આવ્યું છે તે કેવી રીતે જ્ઞાન છે તે હું બતાવી ચુકયો છું, તે ઉપરથી તમો વાજબી રીતે કહી શકશો કે અહીં અજ્ઞાનપણાં અને અભણુતાનો ત્યાગ કરવામાં આવ્યો છે.

ઇજશ્નેના ૪૪ મા હાના ૧૩ મા ફકરામાં "અસુશ્તોઇષ" જેવો શબ્દ મળે છે. જેનો અર્થ પણ સાધારણ રીતે "નાતાબેદારી" નો કરવામાં આવ્યો છે. તે ફકરો નીચે મુજબનો છે:—

"તત્ થ્વા પૅર્સા ઑરૅષ્-મોઇ વઑચા અહુરા ;
કથા દ્રુજૅમ્ નીષ્ અહ્માત્ આ નીષ્—નાષામા,
તેંગ્-આંઅવા યોઇ અસુષ્તોઇષ્ પૅરૅનાઓંઘ્હો,
નોઇત્ અષહ્યા આદિવ્યેઇન્તી, હચૅમ્ના,
નોઇત્ ફ્સ્યા વંઘ્હેષ્ ચાખ્નરે મનંઘ્હો."

યાને કે —"જેઓ બિલકુલ અભણ છે, અને જેઓ ઉપર રાસ્તીની રોશની કદી પ્રકાશતી નથી, અને જેઓ ભલાં મનની સઘળી પરપુછનો તિરસ્કાર કરે છે, તેવા નીચ માણસો તરફ દરૂજને કેવી રીતે હાંકી કાઢિયે?" આ ફકરાની શી મતલબ છે તે બાબે તેના છેલ્લા વાકય ઉપરથી તમારી ખાતરી થવી જોઇયે. જે લોકો "અસુષ્તિ" (યાને અજ્ઞાનપણાં) થી ભરપુર કેહવાય છે તેઓને માટે કેહવામાં આવ્યું છે તે તે લોકો છે કે જેઓ ભલાં મનથી પુછાયલા સઘળા સવાલોનો તિરસ્કાર કરે છે. તે ઉપરથી તમો કહી શકો કે તેઓ બિલકુલ અજ્ઞાન લોકો છે, અને આ ફકરામાં "અસુષ્તિ" શબ્દની જે મતલબ છે તે એજ છે.

બીજો અવસ્તાઇ શબ્દ કે જેના અર્થ ઉપરથી હાલના સવાલ બાબે તમો કાંઇ અગત્યની બાતમી મેળવી શકો તે "સ્રઑષા

વરૅજ" છે. આ એક અમલદારનું નામ છે, કે જે કદાચ ધર્મ-ગુરૂની પદવી ધરાવતો હોય, કે જેની ફર્જ ખોટું કામ કરનારા-ઓને સજા કરવાની હતી. આ શબ્દનો બોલબોલનો અર્થ એવો થાય છે કે "તે ધણી કે જે સરોશ નો હુકમ બર લાવે." આ અમલદારનું કામ બુરૂં કામ કરનારાઓને સજા કરવાનું તથા તેમની શુદ્ધ ઠેકાણે લાવવાનું હતું તે ઉપરથી કોઇ કોઇ તરજુમો કરનારાઓએ જે સમજણ આપી છે તે કબુલ કરી દેવાને તમો દોરાશો કે તે અમલદારનું કામ કાયદાને તાબે થવાની ફર્જ પાડવાને લગતું હતું. પેહલી નજરે આ ખુલાસો ઘણો ધ્યાનમાં ઉતરે તેવો લાગે છે. પણ અવસ્તાવાણીન ભાવાર્થ શો છે તે જો તમો બરાબર તપાસશો તો તમો જુદાજ સારાંશ ઉપર આવશો. તેમ કરતાં તમને માલુમ પડશે કે અવસ્તાઇ જમાનાઓમાં શિક્ષા કરવામાં આવતી હતી, અને અગત્ય કરીને "સ્રઑષાવરૅજ" ને નામે જે સજા ફરમાવવામાં આવતી હતી તે, કાંઇ બાંધી મારવા જેવી શારીરિક, અથવા દંડ, યા કેદખાના જેવી સજા ન હતી. તમો જાણો છો કે "ઉપાજન" નામની શિક્ષા તે કાંઇ ચાબૂક વડે સળ પાડવાની ન હતી, કે જેમ પેહલવી તરજુમો કરનારાઓ ધારતા હતા. પણ તે સજા તો ખોટું કામ કરનારને તેની તકસીરના બદલામાં કોઇ ઉપયોગી કામ કરવાની ફર્જ પાડવા જેવી હતી. ત્યારે "સ્રઑષાવરૅજ" નામના અમલદારની ફર્જ એ હતી કે ગુનાહ કરનાર પાસે તેના બદલામાં ઉપયોગી કામ બજાવવા માટેનું જ્ઞાન હાંસલ કરાવવું. એ પ્રમાણે આ અમલદાર ગુનેહગારોને તેમનાં ગુનાહ ભરેલાં કામો કેટલા માઠાં છે તેનું જ્ઞાન આપતો હતો અને તે ગુનેહગારો ફરીથી તેવાં કામો નહિ કરે તે માટેના ઇલાજો લેતો હતો. ઉપલા શબ્દનો જે અર્થ હું સૂચવવા માગું છું તેને, ગુનાહો માટેની તોજેશનો જે રવૈયો અવસ્તાઇ જમાનામાં ચાલતો હતો—એટલે કે સ્રઑષાવરૅજ અમલદાર આગળ પતેત અથવા પસ્તાવો કરાવવામાં આવતો હતો—તેનાથી ટેકો મળે છે. પણ આ પતેતની ખાસિયત શી હતી? તે એટલીજ ન હતી કે કીધેલા

ગુનાહ માટે પસ્તાવાના સખુનો ઓચરવા, પણ ગુનેહગારે નેકી-નીતિના માર્ગ ઉપર પાછા આવીને આબરૂદાર શેહરી બનવું. આ માટેનો માર્ગ "અર્મોષાવરૈજ" બતાવતો હતો, માટે તે ખુલ્લી રીતે એક ઉસ્તાદ હતો–એટલે કે તે નેકીના ફાયદા અને બુરાઇના ગેરફાયદાનું જ્ઞાન આપનાર હતો.

વંદીદાની ૧૮ મી પરગરદ, કેજે બાબે હું આગળ ઇશારો કરી ચુકયો છું, તે તરફ એકવાર ફરીને તમારૂં ધ્યાન ખેંચવા માગું છું. ત્યા સરોશ સાથ જોડાયલાં એક પક્ષિ વિષે તમને કેહવામા આવ્યું છે, કે જે ગોયા સરોશનું હથિયાર છે, અને તે પક્ષિનું નામ "પરો-દર્શ" છે. આ નામનો બોલેબોલનો અર્થ "અગમચેતી" અથવા "દીર્ઘદ્રષ્ટિ (વિશાળ નજર)" થાય, અને મને માનવાને કારણ છે કે તેનો અર્થ તેજ છે. "સરોશ" યાને જ્ઞાન અથવા બશારત અગમચેતી અથવા દૂરઅંદેશી મારફતે મેળવાય છે. એની સમજ એ છે કે તમોએ તમારી અવલોકન શક્તિ ખીલવવી જોઇએ અને તમારી દીર્ઘ દ્રષ્ટિનો ઉપયોગ કરવો જોઇએ; જેમ કીધા પછી તમને લાગશે કે તમને ઇશ્વર-પ્રેરણા (યાને બશારત) થાય છે–તમો જ્ઞાન અને ડાહપણ હાસલ કરો છો. વંદીદાદમાં તમને અવસ્તાઇ બોલીમાં એવા થોડાક શબ્દો દાખલ કીધેલા મળી આવશે કે જેમને માટે એવું મનાય છે અને હું ધારૂં છું કે વાજબી રીતે મનાય છે–કે તે કોઇ પાછળા લખનાર તરફની શરેહના શબ્દો છે. વંદીદાદમાં "પરોદર્શ" શબ્દ પછી તમો એવા શબ્દો વાંચશો કે–"કોઇ કોઇ માણસો તેને મરઘો કેહ છે." આ શબ્દો શરેહ કરનાર તરફના વધારાના છે એમ માનવાને હું લલચાયો છું, કે જેણે જેને અલંકારિક જબાનમાં સરોશનું "પક્ષિ" કહ્યું છે તેને લગતી સંજ્ઞા સમજાવવાની કોશેશ કીધી છે. તોપણ તમો જોશો કે મરઘો સરોશ સાથ સારી રીતે સંબંધ ધરાવતો કહી શકાય, કારણ કે વંદીદાદના ઉપલા ફકરામાં જણાવેલું છે તેમ તે દર સહવારે ઇનસાનોને તેમની ફર્જ બજાવવાનાં જ્ઞાનની બશારત કરે છે, અને વખતને તક સાંધીને આગમજથી પકડી લેવા કેહ

છે, કેમકે તેમ જો તેઓ નહિ કરે તો તેમનો અર્થ બિગડે અને પસ્તાવો થાય.

"સરોશ"નો જે અર્થ હું લાગુ પાડવા માગું છું તે માટેનો ટેકો સંસ્કૃત સાહિત્ય ઉપરથી પણ મળે છે. સંસ્કૃતમાં "શ્રુતિ" શબ્દ કે જે અવસ્તાના "સ્રઑષ"ને મળતો છે, અને "સ્રઓષ"ના જેવાજ ધાતુ ઉપરથી નીકળ્યો છે, તેનો અર્થ જ્ઞાનનો તે સમૂદાય થાય છે કે જે ઇશ્વર પ્રેરણાથી મળેલો છે. તે સમૂદાય "સ્મૃતિ"થી ઉલટો છે, કે જે ઋષિઓ અને પૂર્વ કાળના બીજા ભણેલા પુરૂષોએ "શ્રુતિ" ઉપર કીધેલા સુધારા અને ટીકા છે. એ રીતે "'બશારત'થી મેળવેલાં જ્ઞાન" દાખલ સંસ્કૃતમાં "શ્રુતિ"નો અર્થ થાય છે તે અવસ્તાઇ શબ્દ "સ્રઑષ"ના મારા કીધેલા "જ્ઞાન" અથવા "બશારત"ના અર્થને ટેકો આપે છે.

સરોશ બાબેના જે ઇશારાઓ પેહલવી સાહિત્યમાંથી મળે છે તે પણ એ શબ્દની મેં જે સમજણ આપી છે તેને ટેકો આપે છે. "અરદા વીરાફનામા"માં તમો વાંચો છો કે મીનોઇ દુનિયામાં જે કાંઇ બને છે તે વિષેની સઘળી માહિતી વીરાફને સરોશ આપે છે, કે જે તેનો હાથ પકડીને તેને બહેશ્ત અને દોજખના જુદા જુદા ભાગોમાં ફેરવી લાવે છે. હવે જો સરોશને પેહલવી સાહિત્યમાં "તાબેદારી" ઉપરનો મવક્કલ ફરેસ્તો ગણવામાં આવત તો મને લાગે છે કે અર્દા વીરાફનામામાં સરોશ જે ભાગ બજાવે છે તે સમજવો ઘણો મુશ્કેલ થઇ પડે. અર્દાવીરાફને માત્ર તાબેદાર રેહવું પડે અને મીનોઇ દુનિયાના સઘળા બનાવો અને વાતો તે સમજી જાય. પણ "સરોશ"ને જ્ઞાન અને બશારતના અર્થમાં લેશો તો સઘળું ખુલ્લું થઇ જશે. સરોશ કે જે ગોયા જ્ઞાનનો અવતાર છે તે વીરાફને એક ફરેસ્તા દાખલ સઘળી હકીકતોથી વાકેફ કરે છે, કે જેણે તે નહિ જણાયલા આકાશી મુલુકોને લગતું જ્ઞાન સંપાદન કરવા માટે જોખમ ભરેલી મુસાફરી માથે ઉઠાવેલી છે. આ પછી સરોશે વીરાફના ભોમિયા

દાખલ તેની મુશ્કેલીઓને લગતી સઘળી બાબતોનો ખુલાસો કરવાને લગતું વર્ણન બરાબર છે એમ તમને માલુમ પડશે.

આને મળતુંજ બયાન તમને "દીનાએ મીનો ખરદ" નામની કેતાબમાંથી મળશે, કે જેમાં મરણ પછી ચોથે દિવસે ચીન્વત પુલ પસાર કરતા એક અશો આદમીનું વર્ણન આવેલું છે. કેહ છે કે આ અશો માણસ સરોશ તરફથી મદદ મેળવે છે, કે જે તેના સઘળા સવાલોના જવાબો આપે છે; અને એ રીતે મીનોઇ દુનિયામાં શું શું બને છે તેને લગતું જ્ઞાન સમજાવે છે. અને એજ વિચાર "શાયસ્ત–લા–સાયશ્ત" તેમજ "દાદસ્તાને દીની" નામની કેતાબોમાં પણ જોવામાં આવે છે.

વળી "જંદે વોહુમન યશ્ત"ના ૩ જા કર્દામાં તમારા વાંચવામાં આવે છે કે જરતોશ્તી દીનનો ફેલાવો હક્ત કેશ્વર જમીનમાં ચોતરફ કરવા માટે નેર્યોસંગ ફરેસ્તા સાથે સરોશને એક કાસદ દાખલ દસ્તુર પેશોતન જોગાં નામા સાથ શાહ ગુશ્તાસ્પની દરબારમાં મોકળવામાં આવ્યો હતો. તમો જાણોછો કે 'નેર્યોસંગ'નો અર્થ 'મર્દાન્ગીભરેલો હુકમ,' 'મર્દાન્ગીભરેલો ઉપદેશ,' અથવા 'મર્દાન્ગીભરેલી સલાહ' થાય છે. હવે જો 'સરોશ'નો અર્થ 'તાબેદારી'નો લઇયે તો આ દાખલામાં તેનો નેર્યોસંગ સાથનો સંબંધ સમજાવવો મુશ્કેલ થઇ પડે. પણ જો તમો 'સરોશ'નો અર્થ 'જ્ઞાન' અથવા 'બશારત' તરીકે લેશો તો તમો ઉપલા ફકરાની ખરી સમજણ ઉડાડી શકશો, કે જેમાં જણાવ્યું છે કે મર્દાન્ગીભરેલી સલાહ અને બશારત દસ્તુર પેશોતનને મળી હતી, અને તમામ દુનિયામાં દીનનો ફેલાવો કરવાનું કામ તેને સોંપાયું હતું.

બુરૂં કામ કરનારાઓનો ન્યાય તોલવામાં મિથ્ર(મેહર) અને રશ્નુના હમશરીક દાખલ "મેહર યશ્ત"ના જે ફકરામાં સરોશને બતાવવામાં આવેલો છે તે તરફ તમારૂં લક્ષ અત્યાર આગમજનું મેં ખેંચેલું છે. પેહલવી સાહિત્યમાં તમને વારંવાર જણાવવામાં આવેલું છે કે મરણ પછી ચોથે દાહડે મેહર દરેક આદમીનાં ભલાં તેમજ બુરાં કામોનું તોલ કરે છે અને તેને તેજ

વખ્તે ચુકાદો આપે છે. આ કામમાં મેહુરને બે મદદગારો સાહેં થાય છે, જેઓ મધેનો એક સરોશ છે. બીનોઇ જેહાનના ન્યાયાધિશની વડી દરબારમાં 'તાબેદારી' તરફથી શી જાતની મદદની વકી રાખી શકાય? આ પેહલવી લખાણોમાં જ્યાં સરોશને કેયામતને દાહડે આદમીઓનાં ભલાંભુડાં કામોની તપાસ કરવામાં મેહુર સાથ શામેલ રાખેલો છે ત્યાં તેનો અર્થ તાબેદારીનો થતો જ નથી. પણ દરેક આદમીના સંબંધમાં સઘળી વિગતો અને બાતમીઓ પોતાનાં જ્ઞાનથી ભેગી કરવાનું કામ સરોશનું છે. એ પ્રમાણે પેહલવી લખનારાઓએ આપેલું આ જાણીતું વર્ણન પણ એ શબ્દના મારા કરેલા તરજુમાને ટેકો આપે છે.

પેહલવી લખાણોમાં સરોશને મરણ પછી ત્રણ દાહડા સુધી આદમીઓના જાનનો રક્ષક કાં ગણેલો છે, અને એ ત્રણ દાહડાઓ દરમિયાન સરોશની ખાસ આરાધના કરવાનો રિવાજ કાં છે, તે બાબેનાં કાંઇક કારણો દર્શાવવાની તમો કદાચ મારા તરફથી વકી રાખતા હશો. "સરોશ યશ્ત"માં આ ઇજદને દિવસે તેમજ રાતે જે કાંઇ મુશ્કેલીઓ ઉભી થાય તેમની સામે થવા માટે—અગત્ય કરીને રાતની વેળાની મુશ્કેલીઓ અને ભયોની સામે થવા માટે—આદમીઓને શક્તિમાન કરતો કેવો ચીતારેલા છે તે તમે જોયું છે. ઉપલી યશ્તની વિગતવાર તપાસ લેતી વેળા મેં તમને બતાવી આપ્યું હતું તેમ, આ અલંકારિક મતલબ ધરાવનારા ખ્યાલને પેહલવી લખનારાઓએ તેના બોલબોલના અર્થમાં લીધો છે, અને અવસ્તાઇ સાહિત્યમાં સરોશ કે જે જ્ઞાનનો ભાવવાચક વિચાર છે તેને જ્ઞાન ઉપરના મવક્કલ ફરેસ્તા તરીકે ગણ્યો છે. અને આ ફરેસ્તા તરફથી ઇનસાનોને રાત્રિએ તેમજ ઉંઘ દરમિયાન આપવામાં આવતાં રક્ષણને લગતા ખ્યાલને મરનારનાં રવાન, કે જે મરણ પછી ત્રણ દાહડા સુધી આ દુનિયામા રહેતાં મનાય છે, તેમની તે મુદત સુધી લંબાવવામાં આવે છે. એક જરતોશ્તીનાં મરણ પછી ત્રણ દાહડા સુધી સરોશની નીયતે જે ખાસ ક્રિયાઓ કરવામાં આવે છે. તેનું કારણ એજ છે. અને સરોશ યશ્ત રાતની વેળાએજ ઘણુંકરીને ભણવામાં આવે છે

તેનું કારણ પણ એજ છે કે સરોશ રાતની વેળાએ રક્ષણ આપે છે—જાણે કે સરોશની મદદ દર પળે મેળવી શકાતી ન હોય ! પણ જો તમો આ યશ્ત ધ્યાનથી વાંચશો તો જણાશે કે આ ઇજદની મદદ મુશ્કેલીને સઘળે વખ્તે અને દર પળે મેળવી શકાવાનું તેમાં જણાવેલું છે. પણ મેં હમણાજ કહ્યું તેમ સરોશ તરફથી રાતની વેળાએ મળતાં રક્ષણ ઉપર જે ખાસ ભાર મુકવામાં આવેલો છે તે પ્રથમ સમજવાનું ભૂલી જવાયું, અનેક જગાએ લાગુ પાડવામાં આવ્યું, અને પછી અસલ ખ્યાલને કલ્પના દોડાવીને મરનારનાં રવાનોનાં રક્ષણ માટે લાગુ પાડી દીધો.

મારાં પેહલાં ભાષણમાં મેં કહ્યું હતું કે અવસ્તાવાણી મધેના ઇજદો અને અમશાસ્પંદોને પોતાપણું ધરાવનારી વ્યક્તિઓ અથવા હોરમજદના મદદનિશ દાખલ કોઇ અમૂક કાર્ય બજાવનારા મવક્કલ ફરેશ્તાઓ તરીકે ગણવાના નથી. હું માનું છું કે તમો આ વાત કબુલ રાખશો કે તમો સરોશને તાબેદારી અથવા જ્ઞાન દાખલ લેશો. તોપણ, એ ઇજદનું કાંઇજ નહિ તો અવસ્તામાંથી જે બયાન મળે છે તે ઉપરથી તેને એક ફરેશ્તો કલ્પવાનું કશું કારણ નથી. ખરી વાત છે કે પેહલવી લખનારાઓએ સરોશને એક ફરેશ્તો ગણ્યો છે, પણ મારાં પેહલાં ભાષણમાં મેં ટીકા કીધી હતી તેમ તેને ઇજદ ગણવાનું કારણ અવસ્તાઇ શિક્ષણો તે કોઇ ચીજ હોય તેમ ગણવાની પેહલવી લખનારાઓની આદત (અથવા રૂઢિ) નું છે. એમ હોવાથીજ તેઓ મનકલ્પિત વિચારો પણ હસ્તી ધરાવનારી વ્યકિત હોય તેમ જણાવી જાય છે.

માણસાઇ જિંદગીમાં જ્ઞાન અગત્યનો ભાગ બજાવે છે, અને એલમને ખાતરજ એલમની પુઠ પકડવાની તમને સદા ભલામણ થતી આવી છે. એટલા માટે બહુ બહુ પુરાણા કાળના તમારા નિયાગાનો જ્ઞાન વિષે અને એલમની શોધ અને ખીલવણી બાબે કેવા વિચારો ધરાવી ગયા છે તે જાણવું યોગ્ય છે, એટલુંજ નહિ પણ ઇછવાજોગ છે. તમો જુઓ છો કે જ્ઞાનને તેઓ સૃષ્ટિની શેહાઇ માટેની ચાવી દાખલ કેવા ગણતા હતા. વળી

તમે એમ પણ જુવો છો કે તેઓ જ્ઞાનના અખૂટ ભંડારના સંબંધમાં તેઓ કેવા મુકર્રર વિચારો ધરાવતા હતા, કે જે ભંડારને માટે તેઓ કહી ગયા છે કે જેમ જેમ તમો જ્ઞાન સંપાદન કરતા જશો તેમ તેમ તમોને એમ લાગતું જશે કે તમોએ જે ડાહપણ મેળવ્યું છે તે કેટલું થોડું છે. એટલા માટેજ તેઓ હોરમજદની આ મુજબની પ્રાર્થના કરતા હતા કે–"આપ અમોને જ્ઞાન, બુદ્ધિ, જબાનની ચાલાકી, રવાનની પવિત્રાઇ, સારી યાદદાશ્ત શકિત, અને છેલ્લે તે સમજશકિત કે જે દિનપરદિન વધતીજ જાય છે, પણ કાબેલ્યતથી મેળવી શકાતી નથી."

આ પ્રાર્થના ઉપરથી તમો તેની મતલબ એવી જોઇ શકશો કે બીજાઓ તરફથી મળેલું ઉપરટપકેનું જ્ઞાન તમારે માટે પુરતું નથી, પણ તમારા પોતાનાં ચિંતનથી તમોએ એવા ઉમદા વિચારો ઉત્પંન કરવા જોઇએ કે જે કોઇપણ જાતની વિદ્વતા આપી શકે નહિ. ખરૂં જોતાં આ પ્રાર્થના જ્ઞાન અને ડાહપણ વચ્ચેનો ફર્ક બતાવી આપે છે અને જ્ઞાની બનવાને બદલે ડાહપણવાળા માણસ થવાની તમને ભલામણ કરે છે, કારણ કે કવિ કાઉપર ગાઇ ગયો છે કે—

"Knowledge dwells
"In heads replete with thoughts of other men,
Wisdom in minds attentive of their own."

યાને કે—

"વસે છે જ્ઞાન
મનૂષ્યો અન્યના વિચારોથી ભરપુર મગજમાં;
વસે ડાહપણ મગજમાં ધ્યાનપૂર્વક પોતાનાંજ."

વળી આ કવિ એમ પણ કેહ છે કે—

"Knowledge is proud that he has learned so much;
Wisdom is humble that he knows no more."

યાને—

"અભિમાન ધરાવે જ્ઞાન કે તે શીખ્યો બહુજ;
વિનયપૂર્વક કહે ડાહપણ નથી જાણતો વધુ કાંઇ."

જ્ઞાની માણુસ ફોકટના સ્વઅભિમાનમાં ચકચુર હોય છે, ત્યારે ડાહ્યો માણુસ સદા નમ્ર હોય છે. હું ઉમેદ રાખું છું કે તમો ડાહપણુને તમારા નમૂના તરીકે રાખવાની, અને તમારાથી બને એટલું નમ્રતાપૂર્વક જાણુવાની કોશેશ કરશો, અને એ સઘળું છતાં સાવચેત રેહશો કે તમો કેટલું થોડું જાણો છો અથવા જાણી શકો તેમ છે.



# મિશ્ર (મેહર)–પ્રેમ–સંબંધી ટીકા રૂપી બયાન.

આજે હું એક એવી બાબત ઉપર ભાષણ કરવા માગું છું કે જે તમને સારી પેઠે જાણીતી હોવી જોઇએ–તે પ્રેમ અથવા સ્નેહભાવનો વિષય છે. કોઇપણ ધર્મ–મંડળ કે જે પ્રેમની કલ્પનાનો કાંઇપણ ખ્યાલ તે ધર્મ પાળનારાઓ ઉપર બેસાડવામાં નિષ્ફળ નિવડે તો તે સંપૂર્ણ ગણાય નહિ. કોઇપણ નીતિશાસ્ત્ર અથવા નીતિને લગતાં શિક્ષણો આ વિષયમાં પોતાનો મુકરર અભિપ્રાય જાહેર કરે નહિ તો તે પણ સંપૂર્ણ કેહવાય નહિ. ખ્રિસ્ટી ધર્મ આ બાબતના વિચારોથી ભરપુર છે, અને આ ઘણી જાણીતી વાત છે કે મુસા પેગમ્બરે જાહેર કરેલી દશ આજ્ઞાઓ એ સઘળી એક આજ્ઞા ઉપર રચાયલી છે, અને તે તમારા પાડોશીને તમારી પોતાની પેઠેજ ચાહવાનું શીખવે છે તે છે; બીજા શબ્દોમાં કહિયે તો આ આજ્ઞા એક બીજા તરફ વાપરવાની વર્તણુકનો એવો સોનેરી નિયમ શીખવનારી છે કે–"કરશો તેવું પામશો"–એટલે કે તમારા ભાઇબંધનું ભલું કરશો તો તે તમારૂં ભલું કરશે. એ પ્રમાણે આ એકજ આજ્ઞા બાકીની સઘળીની ગરજ સારે તેવી છે. દાખલા તરીકે જો તમો તમારા ભાઇબંધને ચાહશો તો તમો ચોરી કરશો નહિ, ખોટી જબાની આપશો નહિ; અને એજ પ્રમાણે બીજી આજ્ઞાઓના સંબંધમા પણ જો તમો એવો નિયમ રાખો કે બીજાઓ તમારી જોડે સારી રીતે વર્તે તેટલા માટે તમોએ તેઓની સાથે ભલાઇથીજ વર્તવું, તો તમો તે આજ્ઞાઓનો ભંગ કદી કરશો નહિ. ખરૂં જોતા પ્રેમ (ચાહેના) નો ખ્યાલ સઘળા કાયદાઓનું મૂળ મંડાણ છે–પછી તે કાયદા માણસાઇ

હોય કે દેવતાઇ હોય. ધર્મનું શિક્ષણ, કે જે ઇનસાન જાતનાં એક સરખાપણા અને ભાઇબંધી ઉપર બહુ ભાર મેળે છે, તેનીજ માફક રાજ્યોના ધારા પણ પરસ્પરની નીતિ ઉપર, ભાઇબંધીની લાગણી ઉપર, અને એક ઇનસાને બીજા ઇનસાન તરફ સ્નેહ બતાવવા ઉપર રચાયલા છે.

આ બાબતમાં હું વધારે આગળ વધું તે આગમજ મને લાગે છે કે સ્નેહ (પ્રેમ)નો હું કેવો અર્થ કરૂં છું, તેનો તમને કાંઇક ખ્યાલ આપવાની જરૂર છે. પ્રેમની પુરેપુરી વ્યાખ્યા હું તમને આપવા માગતો નથી, તેમજ પ્રેમના વિષય ઉપર કોઇ નીતિશાસ્ત્રના કે ફીલસૂફીના સબકો પણ હું આપવા માગતો નથી. હું જે કાંઇ કેહવા માગું છું તે એજ છે કે આ શબ્દ હું કોઇ સાંકડી હદમાં વાપરવા માગતો નથી. એ શબ્દ વાપરતી વેળા વળી હું વિવાહ કે લગ્નનો કોઇ ખ્યાલ ઉત્પંન કરવા પણ માગતો નથી, અથવા માતપિતા અને બાળક, અથવા ભરતાર અને સ્ત્રી વચ્ચેના પરસ્પરની માયા કે મમતા વિષે પણ હું ઇશારો કરતો નથી. હું તો તે પ્રેમ વિષે બોલવા માગું છું કે જે દરેક ઇનસાને બીજા સર્વે ઇનસાનો તરફ ધરાવવાની ફર્જ છે—તે પ્રેમ કે જે મનૂષ્યમાત્રનાં એક સરખાં-પણાં અને એક બીજા તરફની ભાઇબંધીના તથા પરમેશ્વરનો પિતાપણાંનો ખ્યાલ પુરતા ભારથી રજુ કરે છે.

જુદાજુદા ધર્મોના મુકાબલાનાં શાસ્ત્રનો અભ્યાસ કરીને સાક્ષરોએ બતાવી આપ્યું છે કે ખ્રિસ્ટી ધર્મના તરેહવાર શિક્ષણોનો મૂળ આધાર જરથોશ્તી ધર્મશાસ્ત્ર છે, કે જે પોતે એટલું તો સંપૂર્ણ હતું કે તેણે બીજા જમાનાઓનાં અને બીજા મુલુકોના ધર્મ શિક્ષકોને અવશ્યની થઇ પડે એવી ઘણી એક દલીલો ઉછીકી આપેલી છે. એમ છે માટે તમો ભારે વિશ્વાસથી વકી રાખી શકો કે, અગત્ય કરીને જ્યારે દુનિયાનાં બીજાં સર્વે ધર્મશાસ્ત્રોમાં એજ ખ્યાલ બહુ ભાર સાથ ઠસાવવામાં આવેલો તમારા જોવામાં આવે છે, ત્યારે તે બહુ બહુ કદીમ (યાને જરતોશ્તી) ધર્મશાસ્ત્રમાં પ્રેમના જગ-

તમાં ફરી વળેલા ખ્યાલ સંબંધે કાંઇજ નહિ તો ખુલ્લાં અને મુકરર શિક્ષણો મળી આવવાં જોઇએ. આજે હું તમને અવસ્તાઇ ભણુતરોના સંબંધમાં બતાવી આપવા માગું છું કે પ્રેમનો ખ્યાલ તેના સર્વેથી ઉત્તમ અને ઉમદા આકારમાં કદીમ ઇરાનીઓ, કે જેઓએ તેને પોતાનાં નીતિશાસ્ત્રમાં ઘણો બુલંદ દરજજો આપેલો છે, તેઓમાં અજાણો ન હતો. અને હવે હું એકદમ બતાવી આપીશ કે (પ્રેમના) તે ખ્યાલને તે ઇરાનીઓએ મેહર ઇજદનું નામ આપેલું છે.

અવસ્તાઇ ભણુતરોમાં નામ દઇને યાદ કરવામાં આવેલા બીજા કોઇપણ ઇજદ બાબે જે કાંઇ તવારીખી નોંધો મળી આવે છે તે કરતા વધારે મિથ્ર (યાને મેહર) બાબે અને "મેહર પરસ્તી"ને નામે જાણીતી થયલી આરાધના (Cult) મા વધારે ચોકસ હકીકત તમને મળી આવશે. હખામની જમાનાના ઇરાનીઓ કે જેઓએ કદીમ ઇરાની ભણુતરોના જમાનાવાળા ઘણા એક ઇજદો અને અમશાસ્પંદોને થોડીજ અગત્યતા આપેલી જણાય છે, તેઓએ કાંઇજ નહિ તો મિથ્ર બાબેના પુરાણા ખ્યાલને કાયમ રાખ્યો હતો, અને સુસા ખાતેથી મળી આવેલા એક લેખમાં આવે છે તેમ આર્તાજર્કસીસ ૨ જાએ હોરમજદ જોડે અનાહીત અને મિથ્રની પરસ્તેશ ખરેખરી ચાલુ કીધી હતી. તે લેખ આ મતલબનો છેઃ—

"કેહ છે આર્તાજર્કસીસ, મોટો પાદશાહ, શાહોનો શાહ, મુલુકોનો શાહાનશાહ, આ ભૂમિનો પાદશાહ, દારયવુશનો બેટોઃ (દારયવુશશાહ આર્તાજર્કસીસનો બેટો હતો, આર્તાજર્કસીસ જર્કસીસનો બેટો હતો, જર્કસીશાહ દારયવુશનો દીકરો, અને દારયવુશ હખામની ખાનદાનના વીશતાસ્પનો પુત્ર હતો.) મારા નિયાગાન દારયવુશે આ મંદિર બંધાવ્યું હતું, અને પાછળથી મારા પ્રપિતા (બપાવા) આર્તાજર્કસીસે તેની મરામત કીધી હતી. હોરમ-

જદની મદદથી અનાહીત અને મિથ્ર ( નાં બાવલાં ) મેં આ મંદિરમાં સ્થાપિત કીધાં છે. હોરમજદ અને અનાહીત અને મિથ્ર મારૂં રક્ષણ કરજો.”

આ લેખમા મિથ્રને તમે દેવતાઇ પદવી ધરાવતો અને ઇજદોની ત્રગડીમાં-હોરમજદ જેવા સમાન દરજજાના ઇજદ દાખલ-દાખલ કીધેલો જુઓ છો. હખામની શાહો કોઇપણ રીતે ચુસ્ત જરતોશ્તી ન હતા એમ માનવાને ઘણાં મજબૂત કારણો છે. અને આ નાનો લેખ, કે જેમા હોરમજદનાં મંદિરમા એક ઇજદ દાખલ મિથ્રની દેવતાઇ પદવીની નોંધ છે તેને આ શાહોના ધર્મ બાબે મેં જે ઇશારો હમણાજ કીધો છે તેને ટેકો આપનારી એક દલીલ ગણી શકાશે.

વળી મિથ્રની આરાધના એસીર્યા સુધી લંબાયલી હતી, કે જ્યા મીલિટ્ટા નામની દેવીની પૂજા થતી હતી, કે જે દેવીનું નામ હીરોડોટસના જણાવ્યા પ્રમાણે મિથ્રનું બીજું નામ હતું આ પૂજા ત્યાંથી વધારે આગળ બેબીલોન્યા અને બાલ્હિયા સુધી ફેલાવો પામી હતી, જ્યાંથી તે વળી વધારે આગળ પૉન્ટસ અને કેપેડોશ્યા સુધી, અને ત્યાંથી વળી છેક ગ્રીસ અને રોમ સુધી આગળ વધી હતી. મિથ્રની પૂજા ગ્રીસમાં કેવી રીતે થતી હતી તેની કાંઇક અમૂક ગવાહી આપી શકે એવા સ્તંભો તમને મળવાના નથી. પણ મિથ્રિ-દેતીસ (મેહરદાદ), મિથ્રોબાતીસ (મેહરબાદ), મિત્રાનીસ (મેહરાન), અને એવાંજ બીજાં નામો કે જે આ નામ ઉપરથીજ ઉત્પન્ન થયલાં છે ઉપરથી ગવાહી મળે છે કે મિથ્ર ગ્રીસમાં જાણીતો હતો. તોપણ ગ્રીક લોકો રૂમીઓના પાધરા સંબંધમા આવે તેની ઘણું આગમજ મિથ્ર પૂજા રોમમાં કાયદેસર સ્થાપિત થઇ ચુકી હતી. ઇસ્વીસનના ૯૦ નાં સાલ જેટલા પુરાણા કાળમાં થીબાઇસ (Thebais) નામના પોતાના ગ્રંથમાં રૂમી કવિ સ્ટેટયસ (Statius) મિથ્ર બાબે ઇશારો કરી ગયલો તમને જણાશે, અને કોઇ કોઇ તો એવું પણ માનનારા છે કે મિથ્રસ-(મેહર)ની પૂજા રૂમીઓને સિસિલ્યન ધર્મગુરૂઓ

મારફતે જાણીતી થઇ હતી, કે જે ગુરૂઓને પૉમ્પીએ ઇ૦ પૂ૦ ૭૦ નાં સાલમાં કેદ પકડયા હતા. મિથ્ર દેવતાની પૂજા પ્રથમ નીચલા વર્ગના લોકોમાં ફેલાવો પામી હતી, અને પછી ધીમે ધીમે પ્રજાનાં સઘળી પંક્તિના લોકોમાં તે ફેલાઇ હતી. રૂમી શાહાનશાહ ડોમીશ્યતના અમલ દરમિયાન રોમમાં તેણે પેગપેશારો કીધો હતો, કેજે ઇસ્વી પરથી ઇસ્વી ૯૬ સુધી રાજ્ય ચલાવી ગયો હતો, અને ત્યારબાદ શુમારે ઇસ્વી ?૦૦)માં તેમજ આશરે ઇસ્વી ૧૯૦માં કોમોડસે પણ એ પૂજાની રીતસરની સ્થાપના કીધી હતી. મિથ્રનો ચિતાર આપનારાં તરેહવાર કોતરકામો કરવામાં આવ્યાં હતાં, અને એ ઇજદના સંબંધમાં અનેક દંતકથા જેવી વાર્તાઓ ચાલુ થઇ હતી. વળી મિથ્રનાં માનમાં કાયદેસર ક્રિયાઓ કરવાનું પણ ચાલુ થયું હતું, કે જેણે પાછળથી ભેદી ક્રિયાઓનું રૂપ લીધું હતું. શાહાનશાહ કૉન્સ્ટેન્ટાઇને ખ્રિસ્ટી ધર્મ એખ્તિયાર કીધો, અને તેને શાહાન-શાહતના રાજ્યધર્મ દાખલ મુકર્રર કીધો તેની બહુ વર્ષો પછી ઇસ્વી ૩૭૮નાં સાલમાં આ છુપી ભેદ ભરેલી ક્રિયાઓનો અટકાવ કરવામાં આવ્યો અને તેને છેવટની નાબૂદ કરવામાં આવી. રોમ શેહરમાં બનાવવામાં આવેલી મિથ્ર દેવતાની આકૃતિઓનું કશું પણ વિગતવાર વર્ણન આ જગાએ કરવાની હું જરૂર જોતો નથી, પણ જેઓને એ બાબત જાણવાની ખાહેશ હોય તેમને તેનું જે મુખ્તેસર વર્ણન "ઍન્સાઇકલોપિડિયા બ્રિટૅનિકા"નાં ૧૬માં દફતરને પાને ૫૩૦-૫૩૧માં અને ૩૦ માં દફતરને પાને ૫૮૭માં આપેલું છે, તેનો તેમજ મિથ્ર પૂજા સાથ સંબંધ ધરાવનારી ઘણીએક કેતાબો અને ચોપાનિયાંઓનો હવાલો આપીશ.

આ મેહર પરસ્તી ઇરાન, એસીર્યા અને બાબીલન ખાતેથી આથમણ તરફ ફેલાવો પામી હતી એટલુંજ નહિ પણ ઉગમણના છેક છેડા સુધી, એટલે જાપાનમાં પણ, તે વિસ્તાર પામેલી નોંધાયલી છે. જાપાન દેશમાં આ પરસ્તેશ કેટલી હદ સુધી વધી ગઇ હતી તે બાબેનો કશો પણ ખ્યાલ તમને આપવાને હું અશક્ત છું, સિવાયે કે તે ત્યાં હસ્તી ભોગવી ગઇ હતી

એમ રૅવરંડ જોર્સફ ઍડકિન્સ, બી.એ., ડી.ડી., પોતાના "The early spread of religious ideas, specially in the Far East" ("કદીમ જમાનામા ફેલાવો પામેલા ધાર્મિક ખ્યાલો-અગત્ય કરીને બહુ ઉગમણ દેશોમાં"), એ નામના નાના ગ્રંથમાં ઇશારો કરી ગયો છે. આ કેતાબનાં જુદાં જુદાં પાનાંઓમા જરતોશ્તી ધર્મ અને જરતોશ્તી વિચારોએ ઉગમણુ ભણીના મુલુકોના ધર્મો-અગત્ય કરીને ચીન અને જાપાનના ધર્મો-ની રચનાના સંબંધમાં જે ભાગ ભજવ્યો છે તેને લગતી બિના તમારા વાંચવામાં આવશે. મિથ્રની પરસ્તેશના સંબંધમાં ઉપલો ગ્રંથકાર (સફે ૩૫ માં) કેહુ છે કે-"જરતોશ્તના જમાના પછી, ઇસુ ખ્રિસ્ટની આશરે સાતશો વરસ જેટલી મુદત આગમજ મિથ્ર પૂજા જાપાન તરફ ફેલાવો પામી."

તમને કેહવાની હું જરૂર જોતો નથી કે મિથ્ર અથવા મિત્રની આરાધના હિંદુસ્તાનમાં પણ ઘણા ઘણા પુરાણા કાળથી જાણીતી હતી. ઋગવેદમાં તમો મિત્ર અને વરૂણને "વરૂણ-મિત્ર" એવાં નામથી એક બીજા સાથ જોડાયલો ચાલુ જોશો, કેજે જોડકાંવાળા દેવતાઓની ખાસ પૂજા થતી હતી અને આજે પણુ થાય છે. હું એમ કહી શકીશ કે મેહેર પરસ્તી એક વેળા કદીમ જમાનાની તે સઘળી સુધરેલી પ્રજાઓ, કે જેમનાં મનમા ધર્મ સંબંધી વિચારો પ્રદિપ્ત થવા પામ્યા હોય, તેઓમાં એક સરખી રીતે ફેલાવો પામી હતી. અને એમ છે તેમાં અજબ થવા જેવું કાંઇજ નથી, કારણકે મિથ્ર મૂળ મંડાણથી અને અવશ્ય કરીને સર્વ તરફ એક સરખી રીતે માન પામેલો પ્રેમનો ખ્યાલ સર્વે ઇનસાન જાત તરફનો પ્રેમ-દર્શાવે છે. વખ્ત જવે આ લોગતનો અર્થ તરેહવાર રૂપ રૂપાંતરોમાં ફેરવાઇ ગયલો જણાય છે, પણ પ્રેમનો મૂળ ખ્યાલ કે જે ચોતરફ ફરી વળેલો છે તેણે સઘળી પ્રજાઓનું ધ્યાન ખેંચેલું હોવું જોઇએ, કે જેથી કરીને તેઓએ પોતાના ધાર્મિક શિક્ષણમાં તેને ઘણી અગત્યતા લાગુ પાડેલી જણાય છે. અવસ્તાઇ જમાનામાં મિથ્રની આરાધના જેવું ઇરાનમાં કશું હતુંજ નહિ, જે છુપી ક્રિયાઓ રોમમાં

દાખલ કરવામાં આવી હતી તેવું ઇરાનમાં કાંઇજ ન હતું; અને અને મેહર ઇજ્દના સંબંધમાં કશી છુપી ક્રિયાઓ હતીજ નહિ, યા તેનાં બાવલા કે મનૂષ્ય રૂપી રંગીન આકૃતિઓ બનાવવામાં આવતી હતીજ નહિ. આ સઘળાં કામો ઇરાનની બાહેરનાં અને પારકી કોમોને લગતાં હતાં, અને તવારીખનવેશ ગિબન જેને "ઇરાની લોકોની ફીલસૂફીભરેલી સાદાઇ" કહી ગયો છે તે જેઓ નહિ સમજેલા એવા પરદેશીઓએ મિથ્રને લગતા અસલ ખ્યાલની આસપાસ નવાં ડાળપાંખડાંનો કરેલો ઉમેરો માત્ર છે. હીરોડોટ્સ પોતાની તવારીખના ગ્રંથ ૧લાના ૧૩૧માં ફકરા (અથવા બાબ)માં કહી ગયો છે તેમ "તેઓ યાને કદીમ ઇરાનીઓમાં મૂર્તિઓ, મંદિરો કે ભોગ આપવાનાં થાનકો જેવું કશું હતુંજ નહિ. આવાં કામોને અધર્મી તથા ડાહપણનો બિલકુલ ભંગ કરનારાં ગણીને તે માટે તેઓ ઠપકો આપતા હતા. તેનું કારણ એ હોય કે યુનાનીઓથી તદ્દન ઉલટી રીતે તેઓ એવું માનનારા હતા કે દેવતાઓ માણસજાતના જેવી ખાસિયત ધરાવનારા ન હતા." હું પોતે તો અહીં સુધી કહીશ કે તે ઇરાનીઓ માણસાઇ ખાસિયત ધરાવનારા દેવતાઓની અથવા ઇજ્દોના દેવતાઇ અધિકાર જેવું કશું માનતાજ ન હતા.

મેહર પરસ્તીના સંબંધમાં વારંવાર એમ કેહવામાં આવે છે કે તે જરતોશ્તના જમાના કરતાં વધારે પુરાણા કાળની છે, અને પયગમ્બરે એકજ ખુદાની પરસ્તેશનું ફરમાન ચાલુ કરીને મેહરની આરાધનાને ડાબી નાખી હતી. આ અભિપ્રાયને હું માત્ર એક અનુમાન જેવોજ ગણવા માગું છું. કદીમ ઇરાનમાં આ પૂજા કેવી કિસમની હતી, અથવા પયગમ્બરના જમાનાની આગમજ તે હસ્તી ભોગવતી હતી કે નહિ, તે સાબેત કરે એવા આપણી કને કશા પુરાવા નથી. પયગમ્બરે એ અથવા એવી જાતની કોઇપણ પૂજા ડાબી નાખી હતી એવું બતાવનારૂં કે દંતકથાના ખ્યાલો સાથ જોડાયલી પૂજા જેવું મિથ્રના સંબંધમાં ઇરાનમાં જાયજ હતું એવું બતાવનારૂં

કાઇજ નથી. જો કે હિંદી દેવતાઓ અને ઇરાની ઇજદોનાં બયાનો વચ્ચે મળતાપણું દેખાડનારી ઘણી જાણવા જોગ વાતો ઇરાની અને હિંદી સાહિત્યોના સઘળા અભ્યાસીઓ આગળ રજુ થાય છે, તોપણ તેઓ વચ્ચેનો એક તફાવત પ્રગટી નિકળતો તમને જણાશે. જ્યારે હિંદી બુદ્ધિ સઘળા મનસ્થ વિચારો મગજમાં ઉતારી શકે તે આગમજ તેમને માણસાઇ લક્ષણો આપી દે છે અને દેવતાઓને પણ માણસાઇ સ્વરૂપ આપી દે છે, ત્યારે અવસ્તામાં મન કલ્પિત વિચારો અસલ હાલતમાંજ કાયમ રહેલા અને કોઇજ વખ્તે સુંદર અલંકારિક ભાષામાં ચીતરાયલા તમને જણાશે. રૅગોજિન નામનો ગ્રંથકાર ("કદીમ પ્રજાઓની વાર્તામાળા "વાળા "મીડિયા" નામના ગ્રંથ, પાનું ૬૬) "*Media*" Story of the Nations Series, p. 66) એ નામના પોતાના ગ્રંથમા જણાવી જાય છે કે—

"In the sober earnest minded Sister race, *viz.* the Persians, the tendency was all the other way—from anthropomorphism to spiritual abstraction."

યાને—"વિચારવંત ખરા ભાવવાળી બેહનપણી કોમે, એટલે કે ઇરાની કોમે, (એ બાબતમાં) બીજીજ દિશાએ યાને સાકાર ઇશ્વરવાદને બદલે નિરાકાર ઇશ્વરવાદ તરફ વળણુ લીધી હતી."

હવે મિથ્ર અને મિથ્રની પરસ્તેશ જરતોશ્તી જમાનાની આગમજની હતી કે નહિ, તે સવાલ ઉપર પાછા આવતાં, મને લાગે છે ક તે બાબે માત્ર અટકળ સિવાય બીજો કશો અભિપ્રાય કોઇથી પણ આપી શકાય એમ નથી. કારણ કે ગાથામાં એક ઇજદ તરીકે મિથ્ર બાબે કશો પણ ઇશારો જોવામાં આવતો નથી; તોપણ પ્રેમને લગતો ચોતરફ ફરી વળેલો ખ્યાલ, કે જ માણસજાત એક બીજા સાથ ભાઇબંધ તરીકે વસવા લાગ્યાં તે વખ્તથીજ, જેમ જરતોશ્તના જમાના દરમિયાન તેમજ તેની આગમજના કાળમાં જોડેજોડ હસ્તી ભોગવતો હોવો જોઇએ, અને

મિથ્રને લગતા ખ્યાલો, કે જે જેમ મેહર યશ્તમાં વર્ણવેલા જોવામાં આવે છે તે, ઇરાન દેસમાં લાંબા સમયના ફાહેલા થઇ ચુકેલા હોવા જોઇએ.

મેં મારાં પેહલાં ભાષણમાં કહેલું છે તેમ ઇરાનીઓના મજ્હબની સંપૂર્ણ માળા તમારે જાણવી હોય તો તમામ અવસ્તાઇ ભણતરો તમોએ વાંચવાંજ જોઇએ. જો એમ ધારિયે કે એકલા ગાથા સિવાયેનાં બીજાં સઘળાં ભણતરો સત્તાધારી નથી એમ ગણીને તમો તેમને છોડી દેશો, તો તમને એવાંજ છેવટ ઉપર આવવું પડશે કે જરતોશ્તી ધર્મમાળામાં ઇજ્દો જેવું કશુંજ નથી. ત્યારે તો ઇજ્દોના સંબંધમાં રચાયલું સઘળું વિશાળ ભણતર પાછળા જમાનાના ખ્યાલનું પરિણામ છે. એમ કલ્પવું નવાઇ જેવું અને મુશ્કેલ છે, તથા યશ્તોમાં ઇજ્દોનાં જે સુંદર ચીતારો દોરવામાં આવ્યા છે તે સઘળા માટે તે રચનારાઓ કને તેમની પોતાની કલ્પના સિવાયે વધારે સારો આધાર હતોજ નહિ. તેઓને આ બાબતમાં દંતકથા ઘણા મદદગાર થઇ પડવી જોઇએ. અને પ્રેમના ખ્યાલને લગતી દંતકથા મિથ્રનાં અવસ્તાઇ બયાનમાં દર્શાવેલી જોવામાં આવે છે તે પયગમ્બરના જમાનાથીજ અથવા બનવાજોગ છે કે તેમના જમાના આગમજથી ચાલતી આવી હતી. તોપણ મિથ્રની આરાધના જરતોશ્તી જમાનાની આગમજની હતી એવા એકરારને સિદ્ધ કરવામાં કાં આવે છે તેનું કારણ મને આ પ્રમાણેનું જણાય છે. હિંદી અને ઇરાની એ બંને આર્ય પ્રજાઓ મિથ્રને મોટો વજન અને અગત્યતા આપતી હતી તે તમો જાણો છો, અને એક વેળા આ બંને હિંદી–ઇરાની કોમો એકત્ર બનેલી એકજ પ્રજા હતી તે હકીકત આગળ પાડીને એવું સૂચવવામાં આવે છે કે પશ્ચિમ ભણીના આર્યો છુટા પડયા ન હતા ત્યારથી એ આરાધના જાએજ હતી. મારૂં મત એવું છે કે આવા સંજોગો વચ્ચે તમો જે સાર ઉપર આવો તે માત્ર અટકળજ હોઇ શકે. હિંદુસ્તાનમાં મિત્રની પૂજા સૂર્ય–દેવતા દાખલ હંમેશાં વરૂણ (ગ્રીક "ઉરેનૉસ") ભેગી થાય છે, પણ અવસ્તાના મિથ્રની આરાધના એવી નથી તે બાબે

આગળ ચાલતાં હું તમારી ખાતરી કરી આપીશ. તમો જાણો છો તેમ રોમ ખાતેનાં મિથ્ર સંબંધી કોતર કામોમાં, અને એસીર્યા તથા બાબીલોનમાં મિથ્ર સંબંધી જે ખ્યાલો ફેલાવો પામ્યા હતા તેમાં મિથ્રને સૂર્ય દેવતા દાખલ ચીતારેલો છે. વળી તમો એમ પણ જાણો છો કે મેહર પરસ્તીનો વિચાર પાછળા જમાનાઓમાં ઇરાનીઓ કનેથી ઉછીનો લેવામાં આવ્યો હતો, અથવા તો અવસ્તાઇ ભણતરોમાં મિથ્રની સ્તુતિની ચોકસ ફેરફારો સાથ નકલ કરવામાં આવી હતી. એ ઉપરથી તમો જોશો કે મિથ્ર સૂર્ય દેવતા દાખલ ગણવાનું પાછળા વખતનું અનુકરણ છે, અને જ્યારે મિત્ર હિંદમાં સૂર્ય દેવતા તરીકે પૂજાતો તમને જણાય છે ત્યારે તમો વાજબીપણે કહી શકશો કે તે પૂજા અવસ્તામાં મેહરને એક ઇજદ દાખલ ગણીને આરાધ્યો છે તેનું પાછળથી થયલું અનુકરણ છે. તોપણ જેઓ એમ કેહવા માગે છે કે મેહર પરસ્તી જરતોશ્તી જમાનાની આગમજની છે તેઓ તરફથી એક મુશ્કેલી એવી બતાવવામાં આવશે કે ઋગવેદ જેવાં બહુજ પુરાણા કાળનાં વેદિક ભણતર, કે જે ઘણાએક અભ્યાસીઓનાં મત મુજબ જો ગાથા કરતાં પુરાણાં ન હોય તો ગાથાનાં ભણતરના જમાનાનાં તો તે છેજ, તેમાં પણ મિત્રની આરાધનાની હસ્તી તથા તે બાબેના ઇશારા છેજ. હવે આ બંને કિસમનાં જુદાં જુદાં ભણતરોના જુદાજુદા જમાના બાબેના આ ઘણા તકરારી સવાલમાં હું માથું મારવા માગતો નથી, પણ એટલું તો કહી શકીશ કે તોપલા ભરીને કરવામાં આવતી ચર્ચા અને અટકળના ફાલ્યા જેવી વાતો કરતાં એક મુઠી જેટલી ખરી હકીકત વધારે કીમતી છે. આ બંને કિસમનાં ભણતરો કયા કાળમાં રચાયાં અથવા પ્રથમ લખાયાં તે બાબે ચોકસ આધારે તમો ચર્ચા ચલાવી શકો તેની હું ના પાડીશ નહિ; પણ તમારી સન્મૂખ અહીં એક સંગીન હકીકત ઉભેલી છે, અને તે એ કે પાછળા જમાનામાં ફેલાવો પામ્યો હતો એવી રીતે સાબેત થઇ ચુકેલો એક ખ્યાલ-કે જે ખ્યાલ અવસ્તાઇ ખ્યાલ ઉપરથી પાછળથી ફેર-

ફાર થયલો અથવા અનુકરણ થયલો ખુલ્લી રીતે સાબેત થઇ ચુકેલો છે તે-મિત્રના સંબંધમાં ઋગવેદમાંથી આબાદ મળી આવે છે. એટલા માટે વેદનાં ભણતરોને બહુ પુરાણા જમાનાનાં માની લેવાનાં ઉતાવળાં છેવટ ઉપર આવવામાં, અને પછી મેહર પરસ્તીનાં પુરાતનપણાં સંબંધે ખરી ખોટી ચર્ચા ચલાવવામાં ઘણો જોખમ છે. પુરાણી બાબતોની શોધખોળ કરનારાઓને માટે ઉપલો સમય મુકરર કરવાને લગતો વિષય ઘણો રસિક છે ખરો, તો પણ અવસ્તામાં મિથ્ર શબ્દ ઉપરથી ખરેખર કયો ખ્યાલ જાહેર કરવામાં આવ્યો છે તે શોધી કાઢવાનું તમારે માટે કશી વહેવારૂ અગત્યતા ધરાવતું નથી. એટલા માટે તે સવાલ બાબે વિચાર ચલાવવાને હું એકદમ આગળ વધીશ, અને સૌથી પહેલાં એ શબ્દનો ધાતુ તપાસીશ.

સઘળા અભ્યાસીઓ એકમત થાય છે તેમ 'મિથ્ર' શબ્દ 'મિત્' (એટલે મળવું) એ ધાતુ ઉપરથી નિકળ્યો છે. હું ઉપર કહી આવ્યો છું તેમ એ શબ્દ પ્રેમના ખ્યાલને મળતોજ ગુણ દેખાડે છે. હવે ત્યારે એ શબ્દના ધાતુના અર્થ ઉપરથી 'પ્રેમ' નો ખ્યાલ કેમ ઉત્પંન થઇ શકે? જગતમાં જ્યાં જ્યાં ઇનસાનો એકબીજા સાથ ભેગાં મળે છે ત્યાં ત્યાં એકદિલીનું નાતું હોય છે, કે જે નાતું સઘળાં મખ્નૂયોનાં જિગરમાં અંદરખાને એકબીજા તરફના પ્રેમનોજ વિચાર સ્વાભાવિક રીતે હોય છે તેમાંથી ઉત્પંન થાય છે. અને એ રીતે 'મિથ્ર' શબ્દ દુનિયામાં માણસજાત તરફથી જે લાગણી સર્વત્ર બતાવવામાં આવે છે તે એકદિલી અને પ્રેમ એ બંને વિચારોનો એક સરખા ગુણ દેખાડે છે. ખરૂં જોતાં મિથ્ર શબ્દ એક દિલીના બોલેબોલના અર્થમાં વારંવાર વપરાયો છે. અને તેનો મૂળ અર્થ છે, અને પ્રેમ તેનો બીજી પંકિતનો અર્થ છે, તોપણ આ છેલ્લો તેના ધાતુ-અર્થ ઉપરથીજ નિકળતો અર્થ છે. મંડળીનાં છેક હેઠાણમાં સૌથી મજબૂત જડ ઘાલી બેઠેલો ખ્યાલ તે એક દિલીનો ખ્યાલ છે, ભાઇબંધો તરફની લાગણીનો ખ્યાલ છે, તે મોહબતનો ખ્યાલ છે, એવા સારાંશ ઉપર આવવા માટે તે જમાનાનાં લોકો કેવાં

સારાંજ પરિણામની આશા ધરાવનારાં હોવાં જોઇએ અને ઇનસાનજાતની ખાસિયતનો કેવો ઉમદા અને ઉદાર વિચાર તેઓ ધરાવતાં હોવાં જોઇએ, તે તમો અલબત કલ્પી શકશો. ખરૂં જોતાં તે જમાનાનાં લોકોએ પ્રેમને માણુસાઇ વર્ત્તણુકનાં કાનૂન દાખલ અને ઇનસાનની જિંદગીના એક નિર્ણય કર-નારાં કારણ દાખલ મુક્કરર કીધો હતો, કારણ કે તેઓએ એ તુરતજ મિથ્રને કાયદા અને આજ્ઞાની ખૂબીઓ લાગુ પાડી દીધી, અને તે પ્રમાણે મિથ્ર તે અવશ્યનો મૂળ કાયદો જાહેર કરે છે કે જેમાં મેં આ ભાષણની શુરૂઆતમાં કહ્યું છે તેમ સઘળી આજ્ઞાઓનો સમાસ થઇ જાય છે,–અને તે કાયદો એ કે દરેક આદમીએ પોતાના પાડોશીને પોતાના જેવોજ ગણીને ચાહવો. પણ દરેક કાયદાનો અર્થ પરવાનગી, યાને તે કાયદાને માન અપાવનારી સત્તા, થાય છે, અને મિથ્ર તે સત્તા ધરાવતો હોય તેવો ચીતારેલો તમને જણાશે. એ રીતે જોતાં મિથ્ર માત્ર પ્રેમ છે એટલુંજ નહિ પણ તે વળી ન્યાય પણ છે, કે જે કાયદાને લગતા જે કાનૂનો તે અમલમાં મુકે છે તેમના જેવો સખ્ત છે. પેહલવી સાહિત્યમાં મિથ્રને ફક્ત ન્યાયનોજ ખ્યાલ લાગુ પાડેલો તમને જણાશે, અને ત્યાં મિથ્ર તમને એક ન્યાયાધિશની માફક ઇનશાનોનાં કામો તપાસતો, તેમને ઘણાંજ તિવ્ર લાગણીવાળાં તરાજુમાં તોલતો, અને ભારે વિવેક બુદ્ધિથી ચુકાદો આપતો હોય એવા ઇશારા તમને જણાશે. એક બીજી મતલબે પણ 'મિથ્ર' શબ્દ અવસ્તામાં વપરાયલો તમને જણાશે, અને તે મતલબ પણ એ શબ્દના ધાતુ–અર્થ ઉપરથીજ ઉઠતી જણાય છે. મિથ્ર કબાલા અથવા સાટાંનો ખ્યાલ આપે છે. તમો જાણો છો કે બે અથવા વધારે પુરૂષો વચ્ચે અમૂક હકોના સંબંધમાં પરસ્પરની સંમતિથી થયલું કાયદાપૂર્વક સાટું તે કબાલો છે. આ કબાલો કરવા માટે કોઇપણ અમૂક મતલબના સંબંધમાં બે અથવા વધારે પુરૂષોએ સાથે મળીને કામ કરવાની, અથવા ન્યાયશાસ્ત્રીઓ કહે છે તેમ સર્વાનુમતની અગત છે, અને તેમના આ ભેગા મળવાથી જે નિવેદન ઉપર તેઓ આવે તેને પણ 'મિથ્ર'નું

નામ મળ્યું છે. તોપણ બનવા જોગ છે કે કબાલાનો અર્થ ન્યાયના વિચાર ઉપરથી ઉત્પંન થયો હોય. અસલમાં 'મિથ્ર'ની સમજણ પરસ્પરના નૈતિક કાયદાની ઉઠતી હતી તે ઉપરથી આસ્તે આસ્તે સામાન્ય કાયદાની ઉઠવા લાગી. પુરાણા કાળમાં કોઇપણ અગત્યતા ધરાવનારો દીવાની ન્યાયનો કબાલો જો તમો જોવા જશો તો તે પક્ષકારો વચ્ચે એકબીજા સાથ સાટું કરવાને લગતો મળી આવશે, અને એ પ્રમાણે 'મિથ્ર' શબ્દ બીજી બાબતો જોડે આ કબાલાના સંબંધમાં પણ વાપરવામાં આવ્યો હોય. કેહવાની અગત્ય નથી કે જેમ મિથ્ર સામાન્ય રીતે કાયદો અમલમાં મુકવા માટે ન્યાયપૂર્વક પરવાનગી આપવાની સત્તા ધરાવે છે, તેમ તે હરેક અમૂક કાયદાસર થયલાં સાટાંને અમલમાં મુકવાની ન્યાયપૂર્વક સત્તા અથવા પરવાનગી ધરાવે છે. એટલા માટે કોલ આપ્યા પછી તેનો ભંગ કરવો તે મિથ્રનો ગુનાહ કીધા બરાબર છે. કબાલો કીધા પછી જે પરિણામની વાજબી રીતે વકી રાખવામાં આવે તે બર લાવવા માટે કાયદો કબાલાને અમલમાં મુકે છે; બીજા બોલોમાં કહિયે તો, એક માણસે જે કાર્ય બજાવવાની સંમતિ આપી હોય તે કાર્ય પાર ઉતરવુંજ જોઇએ. એ રીતે જોતાં કબાલો કરનારા પક્ષકારો એકબીજાને જે કબુલાતો આપે છે તે બજાવવા માટે સત્યતા અને પ્રમાણીકપણું અવશ્યનાં છે. અને મિથ્ર વળી સચ્ચાઇ અને પ્રમાણિકપણાંના ખ્યાલો પણ દર્શાવે છે, અને તેને એવો ચીતારવામાં આવ્યો છે કે તે દરૂજ યાને જુઠાણું, દગલબાજી, અને વિશ્વાસઘાતનો સદાનો અને કદી એકમત નહિ થાય એવો શત્રુ છે. ન્યાય બળવાન એટલે કે પોતાના હુકમોને અમલમાં મુકાવનારી શક્તિ ધરાવનારો હોવો જોઇએ, અને તમે જાણો છો કે મિથ્રને શક્તિમાન અને દરૂજ ઉપર સત્તા ધરાવનાર અને સદા ફત્તેહમંદ ચીતારેલો છે. એક ન્યાયાધિશ જે જે મુકદમાઓ તપાસે તેમને લગતી સર્વે ખરી હકીકતોથી તે વાકેફગાર હોવો જોઇએ, અને ન્યાય અપંગ અને નિષ્પક્ષપાત હોવો જોઇએ. અને તમે મિથ્રને પોતાના ૧૦૦૦ કાનો વડે તથા ૧૦,૦૦૦ આંખો વડે અને અને ૧૦૦૦

ખબરદારીથી સજ્જ થઇને સર્વ જોનાર, સર્વ જાણનાર અને સદા જાગતો ચીતારેલો તમો જુઓ છો, અને તમને કેહવામાં આવ્યું છે કે **મેહર** ઇજદના તીરો જે ધણીઓ કાયદો તોડે છે તેવા સઘળા ગુનેહગારોને અચૂક રીતે વિંધી નાખે છે.

'મિથ્ર' શબ્દના અર્થ અને તેનાં સઘળાં ડાળ પાંખડાંઓની તપાસ લેતી વેળા મેં અવસ્તાના જુદા જુદા અનેક ફકરાઓમા, અને ખાસ કરીને મેહર યશ્તમાં, મેહર ઇજદને જેવી રીતે ચીતારવામાં આવેલો છે તેનો કાંઇક ભાવાર્થ આગમજથી તમારી આગળ રજુ કીધો છે. આ જુદા જુદા ફકરાઓમાં એક પછી એક મેહરનું જે સુંદર ચિત્ર દોરવામાં આવ્યું છે તેની તપાસ લીધા આગમજ, **મિથ્ર** જે કાંઇ નથી દર્શાવતો અને તોપણ સાધારણ રીતે તે દર્શાવતો કેહવાય છે, તે બિના હું પ્રથમ રજુ કરવા માગું છું. મેં આગળ કહ્યું છે તેમ વેદિક સાહિત્યમાં મિથ્રને સૂર્ય દેવતા દાખલ ચીતારેલો છે, અને રોમ તથા એસીર્યામા ચાલેલી મેહર પરસ્તીનાં હેઠાણમાં તેજ ખ્યાલ જોવામાં આવે છે. અને અવસ્તાઇ ધર્માભ્યાસીઓને પણ તમે વારંવાર એવોજ મત ધરાવતા જોશો કે **મિથ્ર** એટલે "સુરજ," અથવા "રોશની," અથવા "ઝઝકલું" છે. પણ આ મતનો કશો પુરાવો અવસ્તાઇ લખાણોમાંથી મને મળી શકતો નથી. 'મિથ્ર' શબ્દના ધાતુ—અર્થમાંથી આવો કોઇ ખ્યાલ શોધી આપવાને તમો અશક્ત છો, અને અવસ્તામાંથી મળતાં **મિથ્ર** સંબંધી બયાનના ઘણા મોટા ભાગ સાથ આ ખ્યાલને બંધબેસતો કરવાને પણ તમો અશક્ત છો. જે પ્રજાઓએ **મિથ્રને** સૂર્ય—દેવતા ચીતારેલો છે તેઓમાં ફેલાવો પામેલી **મિથ્ર** સંબંધી વિચારો ઉપરથી 'રોશની'નો ખ્યાલ દેખઇતી રીતે અવસ્તામાં દાખલ થયલો છે; એજ વિચારોનું થોડે ભાગે પેહલવી લખનારાઓએ પણ અનુકરણ કીધેલું છે, કે જેઓ **મિથ્રને** અવસ્તામાં "હુરેક્ષએત"ને નામે ઓળખાયલા ખુરશેદના "સાથી" અથવા "હમકાર" ગણી ગયા છે. અવસ્તામાં **મિથ્રને** સર્વવ્યાપક, સૃષ્ટિમાં ફરી વળેલો, સદાનો કાયમ, અને અમર કહેલો છે, અને

બનવાજોગ છે કે સૂર્ય કે જે દુનિયામાં ચોતરફ રોશની પાંથરે છે, અને સદા હાજર છે, અને અમર છે તેને પેહલવી લખનારાઓ મિથ્ર સમજી ગયા હોય; જે મિસાલે કે પેહલવી લખનારાઓએ અવસ્તાઈ લખાણો ઉપરની પોતાની શરેહ અને ક્રમવાર ગોઠવણ લખીને જાહેર કીધી તેની ઘણો વખ્ત આગમજ દુનિયાની જુદી જુદી પ્રજાઓએ મિથ્રને સૂર્ય ગણ્યો હતો.

હવે હું અસલ લખાણોને આધારે મિથ્રનું વિગતવાર બયાન તમારી સન્મૂખ રજુ કરીશ. મેહર યશ્તમાં સર્વેથી સરસ શૈલીમાં જે ખાસ બયાન આવેલું છે તે વર્ણવું તે આગમજ અવસ્તાના બીજા ભાગો કે જેમાં મેહર વિષે બોલવામાં આવ્યું છે તેમની તપાસ લઇશ.

વંદીદાદની ૧૯ મી પરગરદના ૨૭ મા અને તે પછીના ફકરાઓમાં જણાવ્યા પ્રમાણે જરતોશ્તે પુછેલા સવાલના જવાબમાં હોરમજદને એવું કેહતો જણાવેલો છે કે "મરણ પછી ચોથા દિવસની બામદાદે મિથ્ર પુર ભપકા સાથ પહાડોને મથાળે પોતાની બેઠક લે છે અને આફતાબ ઉગે છે" તે પછી ગુજરેલાંઓનાં રવાનોની તપાસ લેવામાં આવે છે. હવે મિથ્ર પાહડોને મથાળે આવે છે એવા વાક્યની મતલબ ખુલ્લી કરી સમજાવવાને હું અશક્ત છું; પણ આટલું તો ખુલ્લું છેજ કે મિથ્ર તે કાંઈ સૂર્ય નથી, કારણે કે આ ફકરામાં ખાસ કરીને જણાવવામાં આવેલું છે મિથ્ર આવે છે ને આફતાબ ઉગે છે. એટલા માટે મિથ્ર અને આફતાબ એ બે તદન જુદીજ વ્યક્તિઓ હોવી જોઇએ. બનવાજોગ છે કે અહીં મિથ્ર રોશનીનો ખ્યાલ આપે છે, કે જે શબ્દ અવસ્તામા બેશક અપવાદ જેવો વપરાયલો છે.

વંદીદાદની ૪થી પરગરદમાં કરારનામાના નિયમો અને તેમનો ભંગ કરવા માટેની સજાનું ઘણું લંબાણ વર્ણન આવેલું છે. ત્યાં વળી બીજા માણસના શરીર ઉપર હુમલો કરવા, અને દસ્તદરાજી ચલાવવાથી તે મનૂષ્યવધ અને ખૂન કરવા સુધીની ઇજા માટેના ગુનાહોની સજાની તફસિલ આપવામા આવેલી છે. હું માનું છું કે તમોમાંના ઘણાઓ વંદીદાદની આ પરગરદથી જાણીતા છો, કે જેમાં કરાર-

નામાંના ઠરાવો તથા તેને લગતા અપરાધો વિષેના નિયમોનો થોડાક સંગ્રહ કીધેલો છે. તોપણ એ બાબતમા હું થોડાક વિચારો જણાવવા માગું છું. તમે ત્યા જોયું છે કે તેમાં જુદી જુદી કિસમના કરારો નામ દઇને જણાવેલા છે, પણ તેમનું જેવું જોઇએ તેવું વર્ણન આપેલું નથી. દાખલા તરીકે ત્યાં મનૂષ્ય-કબાલા વિષે આવેલું છે તે એક ગુલામની ખરીદી બાબેનું કરારનામું છે, કે નોકરી ચાકરીનો તે કબાલો છે, યા લગનને લગતો (લગનના કોલને લગતો) કરાર છે તે બાબે માત્ર અટકળ સિવાય બીજું કશું કહી શકાય નહિ. એ પછી તમો જોશો કે 'મિથ્ર'નો અર્થ ત્યાં માત્ર કરારનામાંનીજ સંકોચિત હાલતમાં જોવામાં આવે છે તેને એકદમ લંબાવવામાં આવે છે, અને મિથ્રને કરારનામું અમલમાં મુકવાની સત્તા ધરાવતો તથા તેનો ભંગ કરવા માટેની સજા ફરમાવતો ધારવામાં આવે છે. વળી તમે ત્યાં એમ પણ જોશો કે મિથ્રને ફોજદારી ગુનાહો માટેની સજા ફરમાવતો બતાવ્યો છે. એજ વેળા હું એવી પણ નોંધ લેવા માગું છું કે મિથ્રનાં આ વર્ણન ઉપરથી આપણ એવા સાર ઉપર આવિયે છિયે કે વંદીદાદના જમાનામાં દીવાની અને ફોજદારી ગુનાહો માટેની સજા એકસરખીજ હતી. પણ વળી તે જમાનામાં ન્યાયની સત્તા હેઠળ "કબુલાતો" અને ફરજો અમલમાં મુકાતી હતી તે બાબેનો સ્પષ્ટ ખ્યાલ આપનારી જે રૂઢીથી વંદીદાદની આ પરગરદ શુરૂ થાય છે તે તરફ પણ તમારૂં ખાસ ધ્યાન ખેંચવા માગું છું, ત્યાં તમને જણાવવામાં આવ્યું છે કે જો એક માણસ બીજા માણસ તરફ અદા કરવાની જે ફર્જ ધરાવતો હોય તેમાં જો તે નિષ્ફળ નિવડે તો તેને મિથ્રનો ગુનાહ કરનાર ગણવો. આખી પરગરદની કળ ચાવી એજ છે, કેમ કે કરાર તોડવો એટલે શું તે તેમાં દર્શાવેલું છે. કરાર અમલમાં મુકવાની ફર્જ કાં પાડવામાં આવતી હતી તેનું કારણ તે ઉપરથી તમને મળે છે. કરાર કરનારા એક અથવા બીજા પક્ષ અથવા બંને પક્ષોને માથે કરાર કરવાથી ફર્જ આવી પડે છે, અને તે ફર્જ અદા થવીજ જોઇએ. આ વિચાર ન્યાયશાસ્ત્રના

અર્વાચિન લખનારાઓના વિચાર સાથ મળતો ઉતરે છે, કે જેઓ કબાલાના સંબંધમાં ઉપલાને બિલકુલ મલતોજ અભિપ્રાય ધરાવે છે. જસ્ટિન્યનના નિયમો રચવામાં આવે તેની બહુ બહુ વરસો આગમજ વંદીદાદના પુરાણા જમાનામાં કબાલાના સંબંધમાં ઘડાયલા આવા મુકરરર કાયદા ઘડી જનારા અવસ્તાઇ ન્યાયશાસ્ત્રીઓની દીર્ઘદૃષ્ટિની તમો જેટલી વખાણ કરશો તેટલી થોડી છે.

ઇજશ્નેના ૧ લા હાના ૧૧ મા ફકરામાં "અહુર અને મિથ્ર બંને મોટા, અમર અને અશો" છે, એવી રીતની તેમની પ્રાર્થના કરવામાં આવે છે, અને એજ શબ્દો ઇજશ્નેનાં આખાં દફતરમાં અનેક ઠેકાણે ફરી ફરીથી જોવામાં આવે છે. અહુર અને મિથ્રનું આ રીતનું જોડાણ આપણને વેદમાં જણાવેલાં વરૂણ-મિત્ર સાથની સરખામણી સૂચવે છે. હું માનું છું કે અહીં મિથ્ર બાબે જાહેર કીધેલો અવસ્તાઇ ખ્યાલ એવું દેખાડે છે કે તે બુલંદ અને અમર અને પવિત્ર છે, અને તેમાં જાણે કે કાંઇ ખુદાઇ અંશ હોય એવો તે ખ્યાલ છે. પરસ્પરના પ્રેમનો કાનૂન એવોજ ઉમદા ખ્યાલ છે કે જે અમર છે અને તેના બોલેબોલના અર્થમાં તે અશોઇ ઉપર રચાયલો છે.

બેહરામ યશતના ૪૭ મા ફકરામાં તમને જણાવવામાં આવ્યું છે કે ઘૅરૅથ્રઘ્ન યાને "પરાજય કરનારી ફતેહ" જેઓ મેહરને ગુસ્સે કરે છે તેમને માંદગી અને મોતની સજા કરે છે. આની સમજણ એ છે કે જે ઘણી કોલ તોડે છે અને ઇનસાન જાતના સૌથી પેહલા કાયદાનો ભંગ કરે છે તે દુનિયામાં દુઃખી થાય છે અને હારી જાય છે.

અષિ યશતના ૧૬ મા કર્દામાં મિથ્રને અષિ એટલે કે ડાહપણ, ઇનસાફ અને પ્રમાણિકપણાં જેવા ઉત્તમ ગુણોનો ભાઇ યાને જોડીદાર દેખાડયો છે. આ ઉપરથી તમો જુઓ છો કે મિથ્ર જે કાયદો દર્શાવે છે તે ડાહપણ, ન્યાય અને પ્રમાણિકપણાંના ખ્યાલો સાથ જોડાયલો છે. વળી એજ યશતના બીજા

ફકરામાં જણાવ્યું છે કે જે ઘણી **અખિને આરાધે છે તે મિથ્રને** આરાધે છે. ડાહપણ, ન્યાય અને પ્રમાણિકપણાંની સ્તુતિ કરવી તે મિથ્ર યાને કાયદાની સ્તુતિ કીધા બરાબર છે. આ ઉપરથી તમો એવો સાર ખેંચી શકો કે મિથ્ર જેવા કાયદાને માન આપવું તે ડાહપણ, ઇનસાફ અને સચાઇના માર્ગ ઉપર ચાલવા બરાબર છે.

જમ્યાદ યશતના ૩૫ મા ફકરામાં 'ખરેન' યાને પાદશાહી ખોરેહ જમશેદને છોડી ગયું ત્યારે તેને પ્રથમ મિથ્રે ઉઠાવી લીધું હતું. આ વાકયમાં સમાયલો ભાવાર્થ શો છે? દંતકથામાં જણાવેલું છે કે જમશેદે જે વખતથી પોતાને બીજા ઇનસાનો કરતાં ચઢતી પંક્તિનો ગણાવવા માંડયું ત્યારથી તેની પડતી શુરૂ થઇ અને તે પછી તે પોતાની સઘળી કીર્તિ ગુમાવી બેઠો અને તે કીર્તિ અથવા ખોરેહ, તમને ઉપલા ફકરામાં જણાવવામાં આવ્યું છે તેમ, મિથ્રના હાથમાં આવ્યું. મારાં આજનાં ભાષણની શુરૂઆતનાં મેં કહ્યું છે કે જે પ્રેમ મિથ્ર જાહેર કરે છે તે આ દુનિયામાં ઇનસાનોની ભાઇબંધી અને એકસરખો દરજ્જો જાહેર કરનારો ખ્યાલ છે, હવે ઉપલા ફકરામાં તમને કેહવામાં આવ્યું છે કે જ્યારે જમશેદે માણસ જાતના એક સરખા દરજ્જાના વિચારને ધિક્કારી કાઢયો અને પોતાને માટે ખુદાઇ માન અક્રામનો દાવો કીધો ત્યારે મિથ્રે તેની કીર્તિ છિનવી લીધી; એટલે કે કાયદાએ પોતાની સત્તા ચલાવી, અને જમશેદની ગરૂરીને જે સજા લાયક હતી તે તેને મળી. ઉપલાજ ફકરામાં તમને વળી એમ પણ જણાવવામાં આવેલું છે કે સઘળા ઇજદોમાં મિથ્ર ઘણોજ કીર્તિવાન અને સઘળા દેશોનો રાજા છે. આનો ખુલાસો એ છે કે મેં આગળ કહ્યું છે તેમ એક કાયદા દાખલ પ્રેમનો ખ્યાલ દુનિયામાં સર્વોપરિ છે.

"આફ્રીને જરતોશ્ત"ના ૬ ઠા ફકરામાં જોવામાં આવે છે તેમ પયગમ્બર **જરતોશ્ત શાહ ગુશ્તાસ્પને** એવી દુઆ દે છે "તું મિથ્ર જેવો હુશિયાર થજે!" હવે હુશિયારી એ ન્યાય અને કાયદાની એક ખુબી છે. ઉપર હું બતાવી ચુકયો છું

તેમ મેહર ૧૦૦૦ કાન, ૧૦,૦૦૦ આંખ અને ૧,૦૦૦ ખબરદારી ધરાવતો હોવાથી તેનો ન્યાય કહીપણ ઠગાતો નથી, એવો ઇશારો તમને ચાલુ જણાયા કરશે.

હવે હું ખુદ "મેહર યશ્ત" ઉપર આવું છું. તેના દીબાચામાંજ જણાવેલું છે તે પ્રમાણે કાયદો (યાને મેહર) કે જે બોહળાં ખેતરોનો સાહેબ છે તે સર્વ વ્યાપક છે, અને તેનો ઇનસાફ કે જે તેના ૧,૦૦૦ કાન અને ૧૦,૦૦૦ આંખોમાં સમાયલો છે તે અચૂક છે, વળી ત્યાં તે કાયદાને વખણાયલો જણાવ્યો છે, એટલે કે સર્વ માણસજાત પોતપોતાની વર્તણુંક માટેના ભોમિયા દાખલ હક્તકેશ્વર જમીનમાં સર્વત્ર કબુલ રખાયલો છે.

આ યશ્તના ૧ લા કર્દામાં જણાવ્યું છે કે મેહર યાને કાયદો હોરમજદે પેદા કીધો છે, એટલા માટે દુનિયાનાં લોકો તરફથી હોરમજદને પોતાને જેટલું માન મળે છે તેટલું બધું માન તેને પણ મળે, કે જે મેળવવાને તે લાયકનો છે. બીજા બોલોમાં કહિયે તો આ ઠેકાણે તમને એવી આજ્ઞા થાય છે કે જે પ્રમાણે તમો ખુદાને ચાહો છો તેજ રીતે સર્વે માણસ જાતને તમોએ ચાહવાં. એ પછી તમને ગમે તેવા ઘાતકી માણસ સાથ થયલા કરાર પણ તોડવા સામે ચેતવણી આપવામાં આવી છે; કારણ કે તેવા આદમીઓને કાયદાની નજરમાં રક્ષણ મેળવવાનો અને હકો જાળવવાનો નેક માણસો ધરાવતા હોય તેવોજ મોટો હક છે. જે ધણી કબુલાત પાળે છે અને બેઇમાન થતો નથી તે જિંદગીમાં પોતાનો માર્ગ સેહલથી શોધી કાઢે છે અને તે ઉપરાંત બીજા ફાયદા હાંસલ કરે છે. મિથ્રની વખાણ એટલા માટે ગાવામાં આવે છે કે તે માણસોને સુખ અને સંતોષથી ભરપુર રેહઠાણ બક્ષે છે; એટલે કે જેઓ કાયદાને આધીન રહીને ચાલે છે તેઓ સુખી અને સંતોષી જિંદગી ગુજારે છે. મિથ્ર રક્ષણ કરે છે, ખુશી ખુશહાલી, ફતેહ નેકનામી, અને અશોઇ બક્ષે છે. કાયદાના દબદબા અને આદર-સત્કારને જોરાવર અને ધાક ઉત્પંન કરનાર, અચૂક અને નહિ

ઠગાય એવાં વિશેષણોથી ઓળખાવવામાં આવ્યો છે, અને તેજ ગુણવાચક શબ્દો મિથ્રને પણ લાગુ પાડવામાં આવ્યા છે.

ધારો અને ન્યાય સચ્ચાઇના મુલકને મજબૂત બનાવે છે, તેમને સારી રીતે ગોઠવાયલા અને બંધબેસતા રચવામાં આવેલા છે; તેઓનો દબદબો ભારી છે; દૂર સુધી લંબાયલી ચીજોનો તેઓ હિસાબ રાખે છે; જેઓ પોતાના કાબુમાં આવે તેઓ સાથ જરાપણ રવાદારગી વિના પુર અપક્ષપાતપણે મજબૂત હાથે તેઓ કામ લે છે. મેહુર ઇજદનો આવોજ ચીતાર યશ્તના બીજા કર્દામાં તમે જોશો. જે ધણી અંતઃકરણથી મિથ્રનો પ્રેમ હાથ કરે છે, એટલે કે કાયદાને માન આપે છે, તે દુનિયામાં સદા ફાવે છે અને સૌમાં બુધ્ધિશાળી ગણાય છે.

ત્રીજા કર્દા મુજબ કાયદાને આધીન રહીને કામ લેનાર ઇનસાનને તેના દુખ દેનારાઓ તરફથી કશી પાંતીનું બીવાનું હોતું નથી. તેના શત્રુઓનો પરાજય થાય છે અને તેના હરીફો કાયદાની ચુંગાલમાં આવી જાય છે, કારણ કે કાયદો કોઇને છોડતો નથી.

ચોથા કર્દામા કહ્યું છે કે મિથ્ર એક મીનોઇ ઇજદ છે, અને તે સુરજ ઉગે તેની પણ આગમજ ઉંચામાં ઉંચા પાહડો ઉપર દેખાવ દે છે. આ બયાન ઉપરથી ઘણાએક અભ્યાસીઓને એવું ધારવાને કારણ મળ્યું છે કે આફતાબના ઉગ્યા આગમજ જે ઝઝકળું દેખાય છે તે મિથ્ર છે. પણ હું માનું છું કે આ વાકય પોતેજ બતાવે છે કે આ અનુમાન ખરૂં નથી. રોશની કુદરતનો અતિ સૂક્ષ્મ દેખાવ છે તોપણ તે એક કુદરતી દેખાવ છે. તો પણ અહીં તમને કેહવામાં આવ્યું છે કે મિથ્ર એક મીનોઇ ઇજદ છે, જે ઉપરથી ખુલ્લું જણાય છે કે તે કોઇ કુદરતી નહિ એવા દેખાવનું રૂપ છે. જો આ કર્દામાં તમો વધારે આગળ વાંચશો તો તેમાં શું કેહવા માગે છે તે વધારે સારી રીતે સમજી શકશો. તમને ત્યાં જણાવવામાં આવ્યું છે કે મિથ્ર પાહડોનાં મથાળાં ઉપર આવીને ત્યાંથી જ્યાં કુવાઓ ખોદવા,

નેહરો બાંધવા, અને પાણીનાં તળાવો બનાવવા જેવાં સખાવતનાં કામો થતાં હોય તે જોવા માટે નીચે ઉતરે છે. આ સઘળાં કાર્યો એક માણસ બીજા માણસ તરફ જે સ્નેહ ધરાવે છે તેનાં પરિણામ છે, અને મિથ્ર કે જે આ સ્નેહનું રૂપ છે તે ત્યાં સદા હાજર હોય છે. વળી તમને એમ પણ કેહવામાં આવ્યું છે કે જે આદમી સખાવતનાં કામો કરે છે અને ગરજવંત લોકોને ધાર્મિક અને ઉમદા હેતુથી દાન આપે છે, તે પોતાને સદા આબાદ અને મુશ્કેલીઓ ઉપર જીત મેળવનાર જોય છે.

પાંચમા કર્દામાં જણાવે છે કે કોલની સઘળી પંક્તિના અને ગમે તે સ્થિતિના ઇનસાનોને માટે કાયદો અપક્ષપાતપણે અમલમાં મુકવામાં આવે છે; અને દેશના સર્વેથી ઉતરતા દરજ્જાનાં ઇનસાનોથી તે સર્વેથી આલા દરજ્જાનાં ઇનસાનોનો ન્યાય તોલવામાં આવે છે. જેઓ કાયદાનું ઉલ્લંઘન કરનારા છે તેઓ પોતાની બુરી ધારણા પાર પાડવામાં સદા નિરાશ થાય છે. તેઓ ગભરાઇ જાય છે અને પોતાની નેમ ચુકી જાય છે. કારણ કે તેઓ સ્વભાવિક કાયદાથી ઉલટા જઇને કામ કરે છે, જેથી સઘળી જાતની મુશ્કેલીઓ તેમના માર્ગમાં ઉભી રેહ છે.

છઠા કર્દામાં જણાવ્યા પ્રમાણે જે આદમી કાયદાને માન આપનારો હોય છે તેને કશીપણ ઇજા ખમવી પડથી નથી; પણ કાયદાનો ભંગ કરનારાઓ સદા પોતાના દિલમાં ધાસ્તી રાખે છે, અને અંતઃકરણનો દંખ તેમને એટલા બધા ગભરાવી મારે છે કે ગોયા તેમના પગો બંધાઇ જાય છે, તેમની આંખો જોવાની શક્તિ ખોઇ દે છે, અને તેમના કાનો બેહર મારી જાય છે. પણ જ્યાં કાયદાનું રક્ષણ હોય છે ત્યાં બુરા માણસોની બહુ ગુચવાડા ભરેલી યુક્તિઓ કશી પણ ઇજા કરી શકતી નથી.

સાતમા કર્દા મુજબ, જેઓ કાયદાને માન આપે છે તેઓને છેવટનો ફાયદો હાંસલ થાય છે. જેઓ અધર્મી હોય છે તેઓ હમેશાં વાંકાચુકા માર્ગો અને ઇલાજો લે છે, કારણ કે કુદ્રતનો અચૂક કાયદો તેમને સીધી રીતે કામ કરવા દેતોજ નથી. તેઓ

કાયદ્દાના હાથ ઉપર કશી વિચારવંત મદદ કે રક્ષણ કદી મેળવતાજ નથી.

આઠમા કર્દામાં જણાવે છે કે જે કુટુંબમાં પરસ્પર પ્રેમ અને હુમદર્દીપણું હોય છે ત્યાં સુલેહ અને સુખ હોય છે, પણ જ્યાં સ્નેહભાવની કોતાહી હોય ત્યાં સઘળાં ખાનદાનો નાશ પામે છે. કાયદો શાખરખાવત રાખતો નથી, અને સર્વેની સાથે તે અપક્ષપાતપણેજ કામ લે છે. સૌ સૌનાં કામો મુજબ તે ભલાંને માટે સર્વેથી ઉત્તમ અને બુરાંને માટે સૌથી ખરાબ છે. ખરૂં જોતાં સઘળા મુલુકોમાં કાયદો જેમ સુલેહમાં તેમ ટંટામાં સર્વોપરિ છે. સ્નેહભાવથી આદરશો અને ખરાં સખાવતના કામો કરશો તો તમો પોતાને માટેજ નહિ પણ તમારાં ઘર અને તમારા દેશને માટે પણ તમો કીર્ત્તિ મેળવશો. આમ કરશો તો તમો તન મનનું સુખ અને બળ મેળવશો, યશ અને નામના મેળવશો, તમારૂં રવાન (જાન) નિર્મળ અને પવિત્ર રેહવા પામશે, અશોઇનું જ્ઞાન અને મોટાઇ તમારાંજ થશે.

નવમા કર્દામાં કહ્યા પ્રમાણે કાયદો ફરમાવે છે કે તમોએ તમારી ફરજો અદા કરવી જોઇએ, તમારૂં કર્જ અદા કરવું જોઇએ; અને કાયદ્દાનો ખરો ચાહુનાર પોતાનાં મકાનમાં પરોણાઓની તલબ કરે છે. ત્યાં વળી એમ પણ કહ્યું છે કે જે આદમી પોતા દેશના ચાહુને માટે લડે છે તે ખચીત જીતે છે. જુઠા અને દગાખોર લોકોનાં મકાનો ભયંકર હોય છે; તેમના માલમતાની હાલત ભયભિત હોય છે; તેમની ધારણા કદી અમલમા મુકી શકાતી નથી; તેઓ પોતાની નેમમાં સદા નિષ્ફળ થાય છે. તેવા આદમીઓ પોતાના ભાલા અને નેજા ગમે તેટલા ફેંકે, પોતાની તલવાર અને ગદાને અણીદાર તથા હાથમાં પકડાય તેવા બનાવવા પાછળ ગમે તેટલી મેહનત કરે, તો પણ તેઓની નિશાન રદ જાય છે, કારણ કે કાયદો પોતાનું બળ બતાવે છે, અને તેમની ધારણા ઉંધી વાળે છે. તેમનું અંતઃકરણ તેમને ડંખે છે, ન્યાયની બીકથી તેમનાં મગજ ઉપર સદા માઠી

અસર થાય છે, અને તેમનાં જિગર ધાસ્તીથી ઉભરાઇ જાય છે. તેમની સંખ્યા ગમે તેટલી મોટી હોય તો પણ કાયદાના પ્રતાપ આગળ તેમને નમવું પડે છે; તેઓ સેંકડો અને હજારો અને લાખોની સંખ્યમાં જમીનદોસ્ત થાય છે.

દશમા કાયદામાં એવું જણાવવામાં આવ્યું છે કે પ્રેમના કાયદાનું રાજ્ય આખી દુનિયા જેટલું બોહળું છે, અને પ્રેમનો ખ્યાલ ઉદાર, ઉંચ પંક્તિનો અને સખી છે, જ્યાં જોશો ત્યાં એ કાયદો ચોતરફ ફરી વળેલો અને હાજર, આગળથી તેમજ પાછળથી ચોકાસી રાખતો અને જેને જોય તેને કદી નહી ભૂલે એવો જણાશે.

અગ્યારમા કર્દામાં આગલોજ વિચાર પાછો જાહેર કરવામાં આવેલો છે કે કાયદાનો ભંગ કરનાર સુખી હોતો નથી, કારણ કે તેના પગ અને આંખ અને કાન કામ કરી શકતાં નથી; તે તદન ગભરાઇ જાય છે, અને ન્યાયના હાથ ઉપર પોતાનાં કર્તૂકની સજા મેળવવાના ભયમાં તે સદા રેહ છે.

બારમા કર્દામાં એવું બયાન કીધું છે કે **મિથ્ર** ઉંચામાં ઉંચા પહાડો ઉપર બેઠક લે છે, સર્વે આદમીઓને શાંતિ અને ભલાઇ ઇછે છે, અને હફ્તકેશ્વર જર્મીનની બોહળી તપાસ લે છે. તે બુલંદ જગાએથી **મિથ્ર** બુરૂં કામ કરનારાઓ ઉપર નજર રાખીને તેમની ભુંડી યુક્તિઓમાં તેમને શિકસ્ત આપવા માટે પોતાનાં સર્વે બળ સાથ નીચે આવે છે. આ ઠેકાણે પણ **મિથ્ર** કાયદાનો ભપકો અને મોભો ખુલ્લી રીતે જાહેર કરે છે, કે જે વડે સચ્ચાઇ બેશક ખુલ્લી થાય છે.

તેરમા કર્દામાં **મિથ્રને હોરમજદ** આગળ એવી મતલબની ફરિયાદ કરતો બતાવ્યો છે કે જો કે હું સર્વે પેદાયશોનું રક્ષણ કરૂં છું અને તેમના ઉપર હકુમત ભોગવું છું, તોપણ મને કોઇ ગણકારતું નથી અને માન આપતું નથી, તો જો કે તેઓ જો તેમ કરે તો તેઓને તેમનાં તે કાર્યને માટે સર્વેથી સરસ ઇનામ મળે. ઇનસાનોએ ડાહપણવાળા થઇને પોતાના પાડોશી-

ઓને ચાહવું અને તેમને ઉપયોગી થઇ પડવું, કે જેથી તેમને જિંદગીનાં સૌથી સરસ નિયામત અને સુખ મળે, એ સિવાય ઉપલી ફરિયાદમાં બીજું શું છે?

કારણ કે એ પછીના (૧૪ મા) કર્દામાં જણાવ્યા પ્રમાણે મિથ્ર બક્ષેશો અને આશીરવાદો બક્ષનારો છે, અને જે ઇમાનદાર ઉદ્યોગી ખેડુતનું બુરા માણસોની બુરાઇ સામે રક્ષણ થાય છે તેને મિથ્ર કશી ઇજા કરતો નથી.

પંદરમા ફકરામાં 'મિથ્ર' યાને કાયદાનો ખ્યાલ તમામ કુદ્રતી પેદાયશો—એટલે પાણીઓ અને ઝાડપાન, કે જેઓ સૃષ્ટિના કાયદાને તાબે થાય છે અને અચૂકપણે કાર્ય બજાવ્યાં જાય છે તેઓને પણ લાગુ પાડવામાં આવ્યો છે. એ પછી તમને ત્યાં એમ જણાવવામાં આવ્યું છે કે દગલબાજ ધુતારાઓ અને અળવાખોરો નૈતિક નીતિની નજરે જોતાં હીચકારા છે, જેમનાં હૈડાંમાં કશી હિમ્મત હોતી નથી અને જેઓ પોતાનું તમામ મન-બળ ખોઇ બેઠેલા હોય છે.

સોળમા કર્દા ઉપરથી એમ જણાય છે કે જગતમાં ફરી વળેલા ભલા કાયદા મુજબ મિથ્ર ન્યાય તોલે છે. તેમાં વળી એમ પણ કેહવામાં આવ્યું છે કે જે માણસ બીજા આદમીઓ તરફના પ્રેમ અને દિલસોજીની નીતિમાન લાગણીથી ભરપુર છે તેને ઉત્તમ બક્ષેશ અને ઉમદા દોલત હાંસલ થાય છે. તે માણસ સ્વબચાવ કરવાને શક્તિમાન છે અને પાદશાહી દરજ્જો તેનો છે. જે ઉત્તમ દાખલો તે બીજાઓને આપે છે તે વડે તે માજદયસ્નની દીનના કાયદા પ્રમાણે ચાલનારાઓ અને તે દીનને માન આપનારાઓનું ટોળું ભેગું કરે છે.

સત્તરમા કર્દામાં મિથ્રને પાદશાહી સત્તાનો રાજદંદ ફેરવતો અને નસીબનાં ચક્રને વળણ આપતો ચીતાર્યો છે. જે ગાડીમાં તે સવારી કરે છે તે માજદયસ્નની દીનના રાસ્ત માર્ગ ઉપર ચાલે છે, અને પોતાના તે રથમાં બેસીને પોતાનાં તમામ બળ અને ઓભા સાથ જેમ જેમ તે આગળ વધે છે તેમ તેમ તે તે દેવોના

દિલમાં ઊંડી જડ ઘાલેલી ધાસ્તી પેવસ કરે છે, કે જેઓ એવું ઇચ્છે છે કે કાયદાની ચુંગાલમાં અમો નહિ ફસી પડિયે તો સારૂં. પણ મિથ્ર પોતાની ૧૦૦૦૦ આંખો વડે જોય છે અને પોતાનાં સર્વ જ્ઞાનથી સઘળું જાણી લે છે. ખુદાઇ ન્યાય કે જેનુ સંજ્ઞારૂપ મિથ્ર છે તેનાં કાર્યને બેશક કોઇપણ ઉલથાપ આપી શકતું નથી.

અઢારમા કર્દામાં મિથ્ર સાથ શામેલ રેહનાર સત્તાનાં હથિઆરનું વધુ વર્ણન કરેલું છે, કે જેવું વર્ણન કાંઇક રીતે પુરાણાકાળની દંતકથામાં ન્યાય દેવીના હાથમાં તલવાર આપીને કરવામાં આવેલું છે. તેની આગળ આગળ અતિ જોરાવર જંગલી ડુક્કર ચાલે છે, કે જે પોતાના માર્ગમાં આવતી સર્વે ચીજોનો એવો સંહાર કરે છે કે પૃથ્વી ઉપર તેમની કશીપણ નિશાની હેયાત રેહવા પામતી નથી.

ઓગણીશમા કર્દામાંથી એવું શિક્ષણ મળે છે કે ઇમાનદારી સૌથી ઉત્તમ ચીજ છે, તે એવી રીતે કે ઇમાનદારી અને ન્યાય વૃત્તિથી કામ લીધાથી તેનું ઇનામ આપોઆપ મળી રેહ છે, અને તેટલા માટેજ આદમીઓ મિથ્ર કે જે ઇમાનદારીનો અને ચોખી આપલેનો કાયદો રજુ કરે છે તેના તરફ આદમીઓ હિત બતાવે છે, તેની જોડે સ્નેહ બાંધે છે, અને તેના બદલામાં કશાપણ અપવાદ વિના મિથ્ર તેમનું ભલું કરે છે.

વીશમા કર્દામાં કહ્યું છે કે જ્યાં પ્રેમનો કાયદો માન પામે છે, અને તેના તરફ હિત બતાવવામાં આવે છે ત્યાં પ્રમાણિકપણાંની પરોણાગત થાય છે, એટલે કે ત્યાં ઇમાનદારી અને સાચવટનાં પ્રબળનીજ તમો વકી રાખી શકો. જેઓ કાયદા તરફ વફાદાર છે તેમનું સદા રક્ષણ થાય છે, અને તેમજ પ્રમાણે જેઓ ઉદ્યોગી છે તેઓ ઇમાનદારી અને વફાદારીથી કામ કરે છે.

એકવીશમા કર્દામાં કાયદા અને ન્યાયની સત્તા અને મોભાની ફરીથી સ્તુતિ ગાવામાં આવી છે, કે જેઓ પોતાનાં હજારગણાં બળ અને જોવા તથા સાંભળવાની શક્તિ અને ચતુરાઇને લીધે પોતાના ચુકાદામાં અચૂક છે.

બાવીશમા કર્દામાં કહ્યું છે કે સત્તાધિશ અમલદારો અને હાકમો, પછી તેઓ ગમે તેટલા નાના કે મોટા અધિકાર ધરાવનારા હોય તેઓ સર્વેને કશા અપવાદ વિના પોતપોતાની સત્તા અને વગવસીલાની જાળવણીને માટે કાયદાની મદદની ગરજ પડે છે; અને માત્ર હાકમોજ નહિ પણ જેમના ઉપર તેઓની હાકમી ચાલતી હોય તેઓને પણ પોતાનાં સંરક્ષણને માટે તેમજ પોતાનાં હકોની સમાનતાને લીધે કાયદાની ગરજ પડે છે. જાનવરોને પણ કાયદાથી મળતાં રક્ષણની જરૂર હોય છે. દાખલા તરીકે ગાય કે જેના ઉપર તેનો ધણી ઘાતકીપણું ગુજારતો હોય તે કાયદાનું રક્ષણ મેળવવા માટે પુકાર મારે છે, અને અર્જ ગુજારે છે કે મને કોઇ એવો માયાળુ ધણી આપો, કે જે મને મારા તબેલામાં લઇ જાય. એ રીતે જે કોઇ કાયદાનું રક્ષણ માગે છે, જેનેબી તેની ગરજ પડે છે, તેને તે મળે છે; કાંય કે ઇશ્વરી કાયદો અચૂક છે અને કદી થાકતો નથી.

ત્રેવીશમા કર્દામાં કહ્યું છે કે મિથ્ર "જોતી" યાને સઘળી ધાર્મિક ક્રિયાઓનો આગેવાન છે, આનો ભાવાર્થ એકે કાયદો અને તેની માન્યતા કે જેમનો 'મિથ્ર'માં સમાસ થયલો છે તે ધર્મના મૂળ પાયા સમાન છે. કાયદાને અનુસરતાં કાર્યો અને વચનો **હોરમજદ** તથા તેની સ્તુતિ ગાનારા અમશાસ્પંદોને પરમ સંતોષ આપે છે. કાયદો માત્ર દુનિયાનાં પ્રાણિઓની વર્તણુંક ઉપરજ અમલ ચલાવતો નથી, પણ પોતાની આજ્ઞાને અમલમાં મુકવાની સત્તા સાથ ગોયા હથિયારબંધ થયલો છે. તે સઘળી વેળાએ પોતાનું વડપણ જાહેર કરે છે, અને જેઓ અપ્રમાણિક છે તેઓ સજા પામે છે અને સુધરી જાય છે.

ચોવીશમા કર્દા મુજબ મિથ્ર દુનિયાના બંને છેડાઓ વચ્ચેના તમામ બોહળા વિસ્તારમાં ફરી વળેલો છે. તે પોતાની સત્તાનો ગુર્જ ઉઠાવે છે, કે જેને જોતાં જેઓ બુરા છે તેઓ સઘળા નાસી જાય છે. તેને જોતાંજ મારફાડ અને આળસાઇ અને સઘળી જાતની બદીઓનાં દિલમાં ધાસ્તી પેદા થાય છે,

કારણ કે તેઓ ન્યાયના ફટકાથી બીએ છે, કે જે સજા આપવામાં કરી છે.

પચીશમા કર્દામાં જણાવે છે કે મિથ્ર જગતના બોહુળા વિસ્તારમાં ફતેહમંદી ભરેલી કુચ કરતો આગળ વધે છે. તેની એક બાજુએ સંપૂર્ણ જ્ઞાન અને બીજી બાજુએ અદલ ન્યાય તેને મદદ આપે છે. કાયદાનું ઉલંઘન કરનારા આદમીઓનેજ તેમનાં કુકર્મોને થકી ખમવું પડતું નથી, પણ લોકો જ્યારે સત્યતા છોડી બેસે છે અને દેશમાં અંધેરનું રાજ્ય ચાલે છે ત્યારે તમામ પ્રજાઓ નાશ પામે છે.

છવીશમા કર્દામાં કહ્યું છે કે મિથ્ર એક રાજા છે, અને તે તમામ જીવતી જાગતી કુદ્રતની સંભાળ રાખે છે, અને તેઓમાં કાયદાનો અમલ બેસાડે છે.

સત્તાવીશમા કર્દામાં જણાવ્યું છે ઉગમણે હિંદુસ્તાનથી તે આથમણે રંધાનાં મેદાનો સુધીની તમામ દુનિયા મિથ્રના તાબા તળે છે. બુરો માણસ વારંવાર એવો ખ્યાલ ધરાવે છે કે તેનાં બુરાં કર્તુકો જાહેર થશે નહિ અને તે મિથ્ર ઉપર સરસાઇ ભોગવશે. પણ એવા વિચારમાં તે મોટો ભૂલાવો ખાય છે, કારણ કે એક બારગી તે એક સાધારણ આદમી કરતાં એકશો ગણા વધારે બળથી બુરૂં વિચારે, બુરૂં બોલે અને બુરૂં કરે, તોપણ મિથ્રનાં ભલાં વિચાર, વચન અને કામ ઉપર તે સરસાઇ મેળવી શકતો નથી. મિથ્રની રાક્ષસી નજર અને બયાન નહિ થઇ શકે એવી સાંભળવાની અને ખબરદારી ધરાવવાની શક્તિને લીધે તેની ચાલાકી અને હુશિયારી ઉપર તે બુરો માણસ સરસાઇ ધરાવી શકતો નથી. જેઓ કુદ્રતી કાયદાનો ભંગ કરે છે તેઓ માંદગી અને મોતને આધીન થાય છે, તેમનું બળ નિષ્ફળ નિવડે છે અને તેમનાં પાપોની સજા અને પશ્ચાતાપ તેમને રદ બાતલ કરી શકાય તે આગમજ આવી પુગે છે, કારણ કે મિથ્રની જબાનમાંથી તેનો હુકમ નીકળતાં વેતજ તેનો અમલ થાય છે.

અઠાવીશમા કર્દામાં જણાવે છે કે મિથ્ર મોટી કોલાહ અને લડાઇની ટોપી પેહરે છે, બખ્તર બાંધે છે, અને ભયંકર ખંજરથી હથિયાર બંધ થાય છે. કાયદા અને ન્યાયના માર્ગો સર્વે માટે ખુલ્લા છે. મિથ્રનાં હથિયારો બાંધેલી સાંકળનો માત્ર ખખડાટ, તેનાં ખંજરનો માત્ર ઝળકાટ, તેના ઘોડાઓની ખરીઓનો માત્ર ઢબકારો, બદ માણુસોને શિકસ્ત આપવા માટે પુરતા છે.

એ પછી ઓગણુત્રીશમા કર્દામાં દોસ્તો વચ્ચેના, સાથે મળીને કામ કરનારાઓ વચ્ચેના, ક્રિયા કામ બજાવનારાઓ વચ્ચેના, સાથે શીખનારાઓ વચ્ચેના, ઉસ્તાદ અને ચેલા વચ્ચેના, સસરા જમાઇ વચ્ચેના, ભાઇ ભાઇઓ વચ્ચેના, બાપ બેટા વચ્ચેના, હમવતનીઓ અને હમદીનો વચ્ચેના, એવા જુદા જુદા પરસ્પરના પ્રેમની પંક્તિઓનું એક સુંદર ચિત્ર આપવામાં આવ્યું છે. આ વાત જાણુવા જોગ છે કે પ્રેમ અથવા દોસ્તીની ગાંઠ સર્વેથી મજબૂત હમદીનો વચ્ચે અને તેથી ઉતરતી હમવતનીઓ વચ્ચેની હોય એવું અહીં જણાવેલું છે. ખુદા સાથનો ધાર્મિક અને માનભરેલો પ્રેમ, તથા સ્વદેશ પ્રેમ અને દેશ હિતકારીપણું એ રીતે તે જમાનામાં સૌથી વધારે વાહલું મનાતું હતું, એવું આ ઉપરથી ખુલ્લું જાહેર થાય છે.

ત્રીશમા કર્દામાં કહ્યું છે કે તમામ આદમીજાદમાં પ્રેમ સૌથી મૂખ્ય બળ છે. તે તેમના નબળા પડી ગયલા જુસ્સાને સજીવન કરે છે. એ પછી મિથ્ર અથવા પ્રેમ અથવા કાયદાને કેવી રીતે ખીલવવો જોઇએ તે બાબેની સમજણ આપવામાં આવી છે, અવસ્તાવાણીનાં સઘળાં ભણતરોમાં છે તેમ અહીં પણ ફરમાવેલું તમે જોશો કે પ્રથમ બદન ધાકવું અને તન મનની સૌથી ઉત્તમ ખુબીઓને અમલમાં મુકવા થકી તૈયાર થવા માટે સર્વે આલુદગીઓ કાઢી નાખવી.

એકત્રીશમા ફકરામાં જણાવે છે કે કાયદો અમર છે અને કદી નાશ પામતો નથી. પણ તે કાયદાનાં બળ અને પ્રતાપ અને ગંભીરતાનું એક મોહક ચિત્ર ફરીથી અહીં આપવામાં

આવ્યું છે, અને તેના ભારે ભપકા અને સવારી, કે જેમાં ઉમદા ઘોડા અને જે મળે તેના ઉપર જીત મેળવનાર જંગલી ડુક્કર, તીર અને ગુર્જ, ભાલા અને બરછી, શમ્શીર અને ગદા, કે જે સઘળાં અસ્ત્ર શસ્ત્ર સાથ મિથ્ર તમામ હફ્તકેશ્વર જમીન યાને પૃથ્વીના સાતે ખંડોમાં કુચ કરતો આગળ વધે છે તેમ તેમ જેઓ વફાદાર અને કાયદાને માન આપનારા હોય છે તેમને સુખ અને આરામ બક્ષતો, અને જેઓ બુરા અને જુલમગાર હોય છે તેમનાં દિલમાં ધાસ્તી પેદા કરતો આગળ વધે છે.

બત્રીશમા કર્દામાં કહ્યું છે કે જે આદમી પોતાના ભાઇબંધો માટે પોતાનાં જિગરમાં લાગણી અને ચાહ ધરાવે છે તે આદમી આબાદ થાય છે. ભલી અને સ્વચ્છ નેમથી માયા મેહરબાની અને મોહબતનાં કામો કરશો તો બેશક તમારૂં ભલું થશે, અને તમારી ઉમદા કોશેશમાં ફતેહ પામશો. પણ તમારી બુરી ધારણાને અશોઇના અને સખાવતના સાયા હેઠળ છુપાવીને વર્તશો તો તમારાં તે કામને માટે તમો પોતે પોતાનેજ શ્રાપ દેશો. જો તમારી મોટાઇ, મગરૂરી અને હુંપણું બતાવવાને માટેજ તમો સખાવતનાં કામ કરશો તો તેનાં રૂડાં પરિણામ લાંબી મુદત સુધી તમો ભોગવશો નહિ; તમો ખરી આબરૂ અને કીર્તિ મેળવશો નહિ.

તેત્રીશમાં કર્દા મુજબ માન મરતબામાં, બળમાં અને બુલંદ દરજ્જામમાં મિથ્રનો બરાબરિયો બીજો કોઇ નથી. તેની ફતેહની સાથે મોભો જોડાયલો છે, બળવાનોમા તે બળવાન છે, ખબરદારોમાં તે ખબરદાર છે, તે સર્વે જાણનારો અને અચૂક છે.

ચોત્રીશમા કર્દા પ્રમાણે કાયદા (મિથ્ર)ની રોશની ઝળકાટભરેલા સેતારા તેશતરની માફક પ્રકાશે છે, અને એ કાયદો તથા ન્યાય જે માર્ગ લે છે તે તેમને દાદાર હોરમઝદ પોતે દેખાડે છે.

સૌથી છેલ્લા (પાંત્રીશમાં) કર્દામાં છેવટનો સાર અછી રીતે રીતે આપ્યો છે, કે જ્યાં કાયદાનું સર્વવ્યાપકપણું અને અખંડતાં ભાર દઇને બતાવવામાં આવ્યાં છે, કારણ કે પ્રેમ

(મિથ્ર) અને પ્રેમનો કાનૂન દેશના ઉપરના ભાગમાં, દેશના અંદરના ભાગમાં, દેશ તરફના ભાગમાં, દેશના ઉપલા ભાગમાં, દેશના માંહેલા ભાગમાં, દેશના આગળના ભાગમાં, અને દેશની પાછળના ભાગમાં ફરી વળેલાં છે. પ્રેમને નમાજ હોજો, આ માયળુ અને ઉમદા ખ્યાલના પેદા કરનાર અને બક્ષનારને નમાજ હોજો, અહુરમજદને પોતાને નમાજ હોજો!

મિથ્રના સંબંધમાં મેહર યશ્તમાં તમને જે ચિત્ર મલે છે તે ઉપર દર્શાવ્યા જેવું છે. ઇનસાન ઉપર નવાજેશ થયલી આ ખુદાઇ બક્ષેશ, એટલે જે પ્રેમ અને હમદર્દીપણાંનો ખ્યાલ, પરસ્પર પ્રેમનો કાયદો, બળ ઉપર સચ્ચાઇનો અનંત અમલ, અને જગતમાં વ્યાપી રહેલો અચૂક ન્યાય,–એ સઘળાંને આ ભણતરમાં ભભુકદાર રંગોથી રંગીને તથા અલંકારિક લેબાસમાં સજીને ચીતાર્યાં છે. આપણો આજનો ફિરસ્યારીખોર સુધારો આ ઉમદા ખ્યાલમાં કશો સુધારો વધારો કરી શકે નહિ એવો તે સ્વચ્છ બુદ્ધિનો, ખીલવણીમાં ડાહપણ ભરેલો, અને છેવટની બારીકીમાં એટલો બધો અસરકારક અને ખેંચાણ કરનારો છે.

હવે કદાચ તમો મારેથી જાણવા માંગશો કે પેહલવી સાહિત્યમાં મિથ્ર વિષે કેવો ખ્યાલ આપવામાં આવ્યો છે. તેમાંથી ઉપલાં ચિત્રમાં કોઇપણ રીતનો સુધારો જોવાની તમે વકી રાખતાં હો એમ હું ધારતો નથી. મારાં પેહલાં ભાષણમાં મેં તમને બતાવી આપ્યું છે તેમ પેહલવી લખનારાઓ તમારા અભિપ્રાયની જેટલી મદદ માગે છે તેટલી તમારી બુદ્ધિ અને ભલુંભુડું પારખવાની તમારી અંદરખાનેની અક્કલની મદદ માગતા નથી. નેકી પોતાની નતીજો પોતાની સાથેજ લેતી આવે છે માટે નેકીને માર્ગે ચાલવાની લોકોને ભલામણ કરવાને બદલે, તથા બદીને તેનાં બીઆમણાં સ્વરૂપને માટે ધિક્કારવાનું શીખવવાને બદલે પેહલવી લખનારાઓ લોકોને હાડમંદ જગતને લગતાં બહેસ્તનાં સુખનાં ભભુકદાર ચિત્રો દોરીને નેકીનો માર્ગ પકડવા ઉશ્કેરે છે, અને એજ રીતે હાડમંદ દુનિઆને લગતાં દોજખની ભયભિત બીક બતાવનારાં ડરામણાં

ચિત્રો દોરીને બહીનો ત્યાગ કરવાની ઇનસાનોને એકસરખી ભલામણ કરે છે. દાખલા તરીકે અર્દા વીરાફનામાંમાં તમે શું વાંચો છો તે જુવો. ત્યાં જણાવ્યા પ્રમાણે ચોક્કસ કામો પોતાની ખુદીથીજ ભલાં નથી, કેમકે જેઓ તેવાં કામો કરે છે તેમનાં રવાનો બહેશ્તમાં જાય છે, અને અમૂક કામો બુરાં છે, કારણ કે જેઓ તેવાં કામો કરે છે તેમનાં રવાનો દોજખમાં જાય છે. અર્દાવીરાફનાં શિક્ષણનું તર્કશાસ્ત્ર એટલુંજ છે. અહુરમજદની આ આજ્ઞા છે કે ઇનસાનોએ એકજ માર્ગ એખ્તિયાર કરવો જોઇએ, કે જે અશોઇનો માર્ગ છે, કારણ કે બીજા સઘળા તે કાંઇ ખરા માર્ગ નથી. એ પ્રમાણે પેહલવી લખનારાઓ એ આદમીઓને માટે નેકી પોતે સારી છે, તેટલા માટેજ નેકીનાં કામો કરવાનો જુસ્સો તેઓમાં ઉસ્કેરવાને બદલે ઇનશાનોનાં દિલમાં બીક અને ધાસ્તીનો ખ્યાલ ઉત્પંન કરી તેમની લાગણી ઉસ્કેરીને કામ લીધું છે, અને આ ભલી કે ભુંડી વર્તણુંક એખ્તિયાર કરવાથી નિપજતા પરિણામોને સદાના ભયમાં મુકી દીધા છે.

પોતાનાં આ વિશેશ લક્ષણને મળતા થઇને પેહલવી લખનારાઓ મિથ્રને ચીતારે છે. ઐકયતા અને હમદર્દીપણાંના ખ્યાલો, પ્રેમની જે ગાંઠ એક માણસને બીજા જોડે બાંધે છે તે, પરસ્પરના સ્નેહનો જગપ્રસિદ્ધ કાયદો, કે જે પરમેશ્વરનો મૂળ હુકમ અને આજ્ઞા છે, કે જે દરેક આદમીને ફરમાવે છે કે તેણે પોતાના પાડોશીને પોતાના જેવોજ ગણીને ચાહવો, કે જે સર્વ નીતિશાસ્ત્ર અને સદાચારનો અર્ક છે, કે જે માણુસાઇ ચાલાકી અને ઉદ્યોગનાં કારણોમાં સૌથી મૂખ્ય કારણ અને પ્રથમ હેતુ છે;—એ સઘળા પેહલવી લખનારાઓ ઉપર અસર કરતાં નથી. તેમનાં ફીલસૂફ-મંડળમાં આ સઘળા ખ્યાલોની જગાજ નથી. તેમને મનથી મિથ્ર કાંઇ પ્રેમનો સમૂદાય નથી, આ હાડમંદ દુનિયાના એક છેડાથી બીજા છેડા સુધી ફેલાવો પામેલી પરસ્પરતાનો કાયદો નથી. તેમને મનથી તો મિથ્ર એક ફરેશ્તો છે, કે જે બીજી દુનિયામાં અમલ ચલાવે છે, કે જે કર્ડો ન્યાયાધિશ છે, અને તેમ હોઇને તે માણુસોએ આ જિંદગીમાં કીધેલાં ભલાં કે

બુંડા કામોનો વજન પોતાના હાથમાં પકડેલાં ઘણાંજ અચૂક ત્રાજવાંમાં તેમનાં મરણબાદ સરોશ અને રશ્નુની મદદથી કરીને તેમની તકદીર સંબંધી કડોં હુકમ ગંભીરતાથી જાહેર કરે છે. અવસ્તાઇ ભણતરોવાળો મિથ્ર જીવતો જાગતો અને ઉત્સાહથી ભરેલો છે, તે તમારાં દિલમાં પુર જુસ્સાથી ગરમી ઉત્પંન કરે છે, અને લોહચુંબકની માફક તમને પોતાની તરફ ખેંચે છે. પણ પેહલવી સાહિત્યવાળો મિથ્ર તો થંડો, કડોં, જીવ શ્વાસ વિનાનો એવો છે, કે જે તમારાં દિલમાં ધાસ્તી પેદા કરે છે, જેની નજદીક સારા ભોમિયા વિના જવાની તમો હિમ્મત કરી શકતા નથી, અને જાઓ છો ત્યારે તમને જવું પડે છે તેથીજ જાઓ છો. અવસ્તાઇ મિથ્ર સંબંધી જેમ ખ્યાલ ઉત્પંન થાય છે તેમ પેહલવી મિથ્ર વિષે પણ તે પેદા થાય છે. પણ જ્યારે અવસ્તાઇ મિથ્ર વિષે તમારાં મનમાં પ્રેમનો ખ્યાલ ઉભો થાય છે, ત્યારે પેહલવી લખાણોમાં જે રીતે મિથ્રને ચીતાર્યો છે તે જોતાં તે ધાક અને બીક પેદા કરનારો ખ્યાલ છે. આ કિસમના વિષય ઉપર અવસ્તા અને પેહલવી લખનારાઓએ જે ફીલસુફીભરેલા વિચારો ઉભા કીધા છે તેઓ વચ્ચે જે જાણવાજોગ તફાવત જોવામાં આવે છે તેને અવસ્તાઇ અને પેહલવી સાહિત્યની જુદી જુદી કીમત અને અગત્યતાનું તોલ કરતી વેલા દરેક અભ્યાસીએ લક્ષમાં રાખવો જોઇએ.

મારૂં ભાષણ ખતમ કરૂં તે આગમજ, આજે જે વિષય ઉપર હું બોલું છું તેની સાથ સંબંધ ધરાવનારા થોડાક વિચારો મારાં મનમાં ઉત્પંન થાય છે તે હું જાહેર કરવા માગું છું. જ્યારે હું એમ કહીશ કે જરતોશ્તી મહિનાઓ અને દાહડાઓના જુદાં જુદાં નામોની ટીપ ગાથિક જમાના પછી ઘણા પાછળા વખ્તમાં તૈયાર કરવામાં આવી હતી, ત્યારે હું માનું છું કે તમો મારી જોડે મળતા થશો. આ ટીપ કાંઇજ નહિ તો પેહલવી જમાનામાં તો જાણીતી હતીજ. આમ કેહવાનો સબબ આ છે કે મહિનાઓ અને દાહડાઓ (રોજો)નાં નામો તે સાહિત્યમાંથી મળી આવે છે. આ ટીપ પેહલવી લખનારાઓએ પોતાના ગ્રંથો

રચ્યા તે આગમજ હસ્તીમાં હતી, એ પણ બનવાજોગ છે. હવે આ મહિનાઓ અને રોજોને જે ક્રમમાં ગોઠવવામાં આવેલા છે તેમની ગોઠવણ કરનારા કોઇ નહિ જાહેર થયલા પુરૂષના મનમાં એ બાબેની કાંઇ યોજના હોવી તો જોઇએ; અને જો તેવી કોઇ યોજના ખરેખર હસ્તીમાં હોય તો મિથ્રને ઉપલી ટીપમાં જે જગા મુક્રર કરી આપેલી છે તેની અગત્યતા ઉપર તેણે કાંઇક લક્ષ આપેલું તો હોવુંજ જોઇએ. મને એવું લાગે છે કે મિથ્રની મૂખ્ય અગત્યતા જ્યારે મિથ્ર (મેહર) ને મહિનાનો સોળમો દિવસ ઠરાવ્યો ત્યારે ધ્યાન પર લેવામા આવી હશે. 'મિથ્ર'નો અર્થ ઐક્યતા અથવા જોડાણ થાય છે, અને મિથ્ર (મેહર) ને આ ટીપ મહિનાના બરાબર અર્ધા ભાગ ઉપર બાકીના બીજા અર્ધા ભાગને માથે ગોઠવીને, પેહલા અર્ધા ભાગને બીજા અર્ધા ભાગ સાથનાં જોડાણમાં લાવ્યા સિવાય ઐક્યતાના ખ્યાલને બીજી કયી વધારે સારી રીતે અમલમાં મૂકી શકાય? પણ આ યોજના મહિનાના ત્રીશ દહાડાઓને નામો આપવામાંજ પુરી થતી નથી, પણ વર્ષના બાર મહિનાઓને નામો આપવામાં પણ તે જોવામાં આવે છે. 'મેહર' સાતમો મહિનો છે, અને જેમ તે મહિનાના બીજા અર્ધા ભાગને માથે છે તેમ તે વર્ષમા બીજા અર્ધા ભાગને માથે ગોઠવાયો છે. હું ભૂલી જતો નથી કે મી૦ ખ. રૂ. કામા અને તેમના વિચાર સાથ મળતા થતા થોડાક અભ્યાસીઓની તકરાર મુજબ 'મેહર' કાંઇ સાતમો મહિનો હોઇ શકે નહિ. ખરાં પારસી પંચાગમાં પેહલો મહિનો કયો હોવો જોઇએ તે બાબેના અતિ તકરારી અને જુસ્સાદાર સવાલના સંબંધમાં મારૂં મત જાહેર કરવાની મારી ધારણા નથી. પણ હું માનું છું કે મેહર મહિનો જે સ્થાને ગોઠવાયલો મળી આવે છે તે બિના તે પક્ષની લડતની સામે જતી એક દલીલ છે; કારણ કે આ સવાલ બીજી રીતે તપાસી જોઇએ, તથા મહિનાઓનાં નામો મોસમોના સંબંધમાં અપાયલાં છે એમ ધારી લઇએ, તોપણ હું માનું છું કે મેહર મહિનાને પંચાંગમાં લાયકમાં લાયક જગા મળવી જોઇએ તે સાતમા મહિનાનીજ છે. તમો જાણો છો તેમ મેહરંગાનનાં

જશનને તમારાં દફતરોમાં સૌથી ચઢતી અગત્યતા લાગુ પાડવામાં આવેલી છે; ખરૂં જોતાં તે ઇરાનમાં ઉજવાતાં સઘળાં જશનોમાં સૌથી ચઢતા દરજ્જાનું જશન છે. હવે જો પંચાંગમાં મેહર સાતમો મહિનો હોય, અને વસંતથી વર્ષ શુરૂ થતું હોય, તો મેહરંગાનનું જશન કાપણીના વખ્ત પછી જુજ મુદ્દત બાદ અકટોબરનાં બીજા અઠવાડિયામાં, એટલે કે દીવાળીના હિંગામને શુમારે ઉજવાવું જોઇએ. જે પ્રમાણે દીવાળીને દાહડે માલની આપલેનાં સાટાં થાય છે, તેજ પ્રમાણે મેહરંગાનનાં જશનનો અવસર ખેતરોમાં પાકેલા માલના નવી મોસમના નવા કબાલા અને નવાં સાટાંઓ કરવાની ખેંચાણકારક તક પુરી પાડે છે. હું એમ સૂચવવા નથી માગતો કે અસલી ઇરાનીઓ વેહલો ઉગેલો પાક ઉતરે તે આગમજ માલની આપલે કરવાના કબાલા કરતા હતા, અથવા ભવિષના પાક માટેનો વેપલો કરતા હતા; પણ તેમ છતાં, કાપણી પછીની ઉઘડતી મોસમ માટેનાં નવાં સાટાં અને કોઇ નિયમસરના નવા કબાલા તો થતાં હોવાંજ જોઇએ. ઇતિહાસમાં તમો સામાન્ય રીતે વાંચો છો કે કદીમ જમાનાઓમાં દુનિયાના લગભગ સઘળા ભાગોમાં ખુશહાલી ભરેલા અવસરો ઉપર મોટા મેળા ભરવામાં આવતા હતા, કે જે વેળા ઘણા અગત્યના કબાલાઓ થતા હતા. ઘણું બનવા જોગ છે કે ઇરાન દેશના જુદા જુદા ભાગો ખાતે મેહરંગાનનાં જશનના સંબંધમાં મેળાઓ ભરાતા હતા, અને કદાચ અગત્યનાં સાટાં અને કબાલા કરવાનું સાધન એ અવસર ગણાતો હશે. તમે જાણો છો કે 'મિથ્ર' નો અર્થ કબાલા પણ થાય છે, અને જો હું એમ સૂચવું કે આફતાબી વર્ષની ખરી ગણતરી પ્રમાણે સાતમો મહિનો ઘણું કરીને સપ્ટેમ્બર—અકટોબરમાં પડતો હતો તેને મેહરનું નામ આપવામાં આવ્યું હતું, કારણ કે કાપણીની મોસમને માટે નવાં સાટાં કરવાનો, તેમજ માલની ખરીદી અને વેચાણ વગેરે માટેના નવા કબાલા કરવાનો વખ્ત તેજ હતો, તો એ મારી સૂચના તમને નવાઇ જેવી કે હસી કાઢવા જેવી નહિ લાગશે. સાતમો મહિનો, કે જે બીજાઓને મળતો કબાલાનો

મહિનો છે, તેને મેહરનું નામ આપવું શા માટે લાયક છે તે બાબેની મારી સૂચનાના ટેકામાં કોઈપણ નક્કી સાબેતીઓ આપવાને હું અશક્ત છું. આ એક એવી બાબત છે કે જે વિષે લાયક અને પુરતી તવારીખી શહાદતોની ગેરહાજરીમાં તમો માત્ર તર્ક-બાજીજ ચલાવી શકો, અને અહીં હું મારા તર્કનું પરિણામજ માત્ર તમારી આગળ રજુ કરૂં છું, પછી તેની કીમત ગમે તેવી અંકાય.



૭ બાબીલોનિયન લેખોને લગતી છેલ્લીલે સદીમાં થયલી શોધ-
ખોલો, અને તે ઉપરથી જરતોશ્તી મજહબનાં પુરાતનપણાં
વિષે મળતી શાહદતો—શેઠ મેહેરજીભાઈ નશરવાનજી
કુકા, એમ.એ.

૮ ઉશ્તવઈતી ગાથા—શેઠ બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆ.

આ ૮ ભાષણોનું ૧૫૦) પાનાનું પુસ્તક ... ... ... ૦-૧૨-૦

વી૦ પી૦ પોસ્ટેજ વધુ.

પુસ્તક મલવાનું ઠેકાણું:—

**મેશર્સ—જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,**

પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

